અસલ મ્હોટી

# ગજરા મારૂ
# ની વાર્તા

છપાવી પ્રસિદ્ધ કરનાર
કાગદી
મહમુદ એન્ડ મહમદભાઈ
પબ્લીશર એન્ડ બુકસેલર.
અલાયાની વાડી સામે—સુરત.

પ્રત ૮૦૦૦ | આવૃતી ૧ લી.
સને ૧૯૨૯ | સંવત ૧૯૮૫

ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપી.
શ્રી "અનાવિલ બન્ધુ," પ્રીન્ટીંગ પ્રેસ બરાનપુરી
ભાગળ, ભાજીવાળી પોળ—સુરત.

કીંમત આઠ આના.

# ગજરામારૂની વાર્તા.

શ્રી ગણેશાયનમઃ શ્રી શારદાયનમઃ શ્રી ગોપીજન વલ્લભાયનમઃ અર્થ શ્રી ગજરામારૂજીની વારતા લખી છે.

દુહા પ્રથમ નમું પ્રીતે કરીરે. ગુરવા ગણુપતને લાગુ પાયરે, ગરૂવા બુદ્ધિ અનુપમ વાપજોરે, મારી જીભલડી જસ ગાયરે મારી૦ માતા છે જેની પારવતીરે, જેમ પીતા છે શંકર દેવ; જેના૦ શુધિ બુદ્ધિ દેજો મુજને ઘણી સદા કરૂ તમારી સેવરે સદા૦ ૨ અંગે સીંદુર છે અતિ ઓપતું રૂડા મોદીકનો છે અહારરે રૂડા સહુદળ તમારી સેવા કરે; કરૂણાળુ ધ્યાન હરનારરે કરૂણાળુ૦ સાચી દેવ માતા સરસ્વતી તમને ચરણે નમાવું શીશરે, તમને૦ મારી જીભ્હાયે જસ દયો ઘણો રંક જાણી ન કરશો રીષરે રંક૦ ૪ કળીયુગમાં કાલીકા જનને માતા પ્રસન્ન થયા સાક્ષાતરે માતા૦ મુને વરદાન દયો વરદાઇને ગજરામારૂની રચું વાતરે. ગજરા૦ ૫ મુખરને તેં કવી કયાંરે જીભે આવી અવીચળ વાણુરે, જીભે૦ રૂડા ગ્રંથ રચ્યા અવની વિષે, તેજ કૃપાએ થયા જાણુરે તેજ૦ ૬ હે પ્રભુજી તમને નમુંરે, નીશદીન ધરીને ધ્યાનરે નીશ૦ ખરો આશય છે હરિતણો, નિજ સેવકનું રાખો માનરે નીજ૦ ૭ જે સેવક છે તમ તણારે તેની પુરો છો મન આશરે; તેની મારે કરગરી વિનંતી કરૂં સદા છે જી ચરણા દાસરે સદા૦ ૮ કવીજન ગણુપત સરસ્વતી અને ઇશ્વરની સ્તુતી કર્યા પછી વાર્તાનો આરંભ કરે છે.

ઉત્તર દીશાએ માંડવગઢ કરીને એક શહેર છે તે શહેરમાં રાજા જશોજામ નામે પોતાનું રાજ્ય ચલાવતો હતો તે રાજાને સાત રાણીઓ

હતી તેમાં ૭ રાણીઓ માનીતી હતી, અને સાતમી રાણી દામાવંતી તે અણમાનીતી હતી માટે છ ઉપર રાજાની અધીક પ્રીતી ન હતી ને સાતમી ઉપર કાંઇજ પ્રીત ન હતી, એક દીવસે એવો જોગ બન્યો કે માંડવગઢથી એક કોશ દુર. નદીપર એક ગામ હતું તેમાં ઘણાં-ખરા ગરીબ લોકોની વસ્તી હતી તે ગામમાં એક ચંડાલણી (ઓળગાણી) રહેતી હતી. તે સાવરણી તથા સુથીયાં વીગેરે નમર મહોટા પરોઢીએ ઉઠીને માંડવમા વેચવા આવી તે રાજા દરબાર ફરવા વાડામાં (સંડાસ) જતો હનો તેને ચંડાલણી જોતા મનમાં વિચાર કર્યો કે રાજાને સાત રાણીઓ છે તો પણ કોઇને પેટ સંતતી થતી નથી. તેથી એ વાંઝીઆનું મુખ જોઇશ તો મારા સાવરણી તથા સુંથીયાં ખપશે નહી ને વળી ઘરમાં પણ કજીયો કંકાશ થશે ને આખો દહા-ડો ઉદાશીમાં જશે માટે પોતાના હાથમાંથી સાવરણી પોતાના મોં આડી ધરી કે જેણે કરી વાંઝીયા રાજાનું મુખ જોવામાં ન આવે એવી રીતે જે ચરીત્ર કર્યું તે સરવે રાજાએ જોયું ને તરત પોતાના મનમાં ચેતી ગયો, ને વીચાર કરવા લાગ્યો કે નીચમાં જે ચાંડાલણી તેણે પણ મારૂ મુખ જોયું નહી, તેનું કારણ શું હશે એવું સમજીને અતીશી ક્રોધ કરીને ઓળગાણીને પાછી બોલાવી પુછે છે.

દોહા—સત્ય કહે ચંડાલણી સામી માર્જીને કેમ ધરી નારરે, સામી૦ છે તો કહેને મુજને વારતા નહી તો દંડ દઉં નીરધારરે. નહી તો૦ ૧ સાચુ ન બોલો તો જાણજે તુંને શુળી દેઉ આદીશરે તુંને માર૩ મુખ ન જોયું તેં માનની માટે છેદાઉ તારૂ શીષરે માટે૦ ૨

રાજા કહે છે હે ચાંડાલણી તેં પ્રાતકાળમાં મારૂ મોં જોઇને આડી સાવરણી કેમ ધરી અને પુંઠ ફરવીને ઉભી રહી એવો શો દોષ મારામાં છે જે તેં નીચ જાતે પણ મારૂ મોં ન જોયું માટે જે

તારા મનમાં હોય તે કહે જો સાચું નહી બોલે તો સઉ લોક દેખસે તને શુળીએ ચડાવીશ સાચુ બોલીશ તો તારો ગુનો માફ કરીને છોડી દઇશ ને તારી બરદાશ કરીશ. એવી રીતે રાજાના નીર્ભય વચન સાંભળીને ઓળગાણી રાજાને કહે છે. મહારાજ સાંભળો

દુહો—મેલામાં મેલો જુઓ મીઢારે કંઇ તેથી મેલો લોભ કાંઇ૦ એથી મેલો રાજા વાંઝીઓ તેનો મુવે ન પામે મોક્ષ તેનો ૩

હે રાજાજી મેલામાં મેલા આટલા માણુસ છે એક તે જે હૈયા મેલો માણુસ હોય તે અઘોર પાપ કરે. તેના મુંખે થોડું બોલે અને ગરીબ જેવો દેખાય જાણે બગલો સરોવર કાઠે ધ્યાન ધરીને બેઠો પણ લાગ આવે તો પાણીમાંના મછને તરત ઉચકી લે છે તેમજ થોડા બોલો કપટી માણુસ હોવ માટે તેવા પુરૂષનું સવારમાં મોં જોવું નહિ અને બીજો જે અતી લોભીયો માણુસ હોય તે પણ લોભને વશ સદાય રહીને ઘણાં નીચકર્મો કરે છે, માટે તેનું પણ સવારમાં મોં જોવું નહિ. હે રાજા એ બે મેલા કરતાં પણ જેને કાંઇજ સંતાન ( પુત્ર અથવા પુત્રી ) નથી એવો જે વાંઝીઓ તે જો મોટો રાજા હોય તો પણ તેનું મોં જોવું વ્યાજબી નથી દુર દેશાવર જતાં અથવા દરેક શુભ કામે જતાં તેના શુકન બીલકુલ લેતા નહી માટે હે વીવેકી રાજા જે સાચો વિચાર હતો તે મેં આપને કહી દીધો આપને સાત રાણી છે તે છતાં કોઇ સંતાન નથી માટે મેં આડી માર્જની ( સાવરણી ) ધરી તેની અપેક્ષા કરવી અથવા ગમે તે દંડ દેવો તે આપની મરજી ઉપર આધાર છે એવી રીતના ઓળગાણીના વચન સાંભળીને રાજાની બધી રીસ ઉતરી ગઇ અને ચાકરને કહ્યું કે આ ઓળગાણીને કમોદના ચોખા બે મણ આપો તે સાંભળીને ચાકરે તુરત ચોખાની ગાંસડી બાંધી આપી તે લઇને પોતાના

મનમાં ખુબ ખુશી થતી પોતાને ગામ જવા નીકળી તે રસ્તે ચાલતાં મનમાં વીચાર કરે છે કે આ બે મણ ચોખા મારે ઘણા દહાડા ચાલશે અને ત્યાં સુધી સાવરણી સુંથીયાં વેચવા જવાની મહેનત ઓછી કરવી પડશે. ને વળી મારો ધણી ખુશી થશે. એમ વીચાર કરતી પોતાને ઘેર આવીને માથા ઉપરની ચોખાની ગાંસડી નીચે ઉતારી તે જોઇ તેના ધણીએ પુછ્યું કે ગાંસડી તું ક્યાંથી લાવી? સ્ત્રી કહે છે કે તેનું તમારે શું કામ છે તે સાંભળી તેનો ધણી કહે છે કે હે સ્ત્રી તું મારી પાસે સાચું બોલ નહિ તો તને ઘરમાંથી કહાડી મુકીશ. ત્યારે ઓળગાણીએ કહ્યું રાજા જસાજામે આપી છે. તે સાંભળતાં તેનો ધણી કહે છે કે હે સ્ત્રી એ રાજા તો વાંઝીઓ છે તેથી એનું અન્ન આપણાથી ન ખવાય અરે જેનું સવારમાં મુખ ન જોવાય તેનું અન્ન તે કેમ ખવાય ઓળગાણી કહે છે આખુ શહેર એનું અન્ન ખાય છે તો આપણે ખાતાં શી હરકત છે આપણે બધા લોક કરતાં મોટા કે રાજાનું અન્ન ન ખવાય? તે સાંભળીને ઓળગણો કહે છે કે જે શાસ્ત્ર નથી સમજતો તેજ રાજાનું હરામનું ખાય પણ સમજુ તો હલાલથી રાજાની ચાકરી કરીને તેનો જે પગાર આવે છે તેજ ખાય છે. કશી વાતનો સંબંધ નહિ છતાં રાજા મફત આપે છે તો પણ સમજુ માણસ લેતા નથી.

હે સ્ત્રી હું તને જે કહું છું તે તારા માનવામાં સાચુ ન આવતું હોય તો પરીક્ષા જોવાને સારૂ આપણાં ઘરમાં કોદરા છે તેને ભરડીને તેમાંથી કોદરી કાઢીને તેના ભેગા રાજાના ચોખા ભેળીને ચકલાને નાંખ તે જો ચકલા કોદરીની સાથે ચોખા ખાઇ જાય તો પછી આપણે ખાઇશુ એ પ્રમાણે ઓળગાણાના વચન સાંભળીને ઓળગાણીએ કોદરીના ભેગા ચોખા ભેળીને નાખ્યા, ચકલીએ તેમાંથી કોદરી

કોઠરી વીણી ખાધી અને ચોખા અનામત પડવા રહેવા દીધા એ રીતનો પ્રત્યક્ષ દાખલો જોઇને ઓળગાણીએ ચોખાની ગાંસડી માથે લઇને પાછી રાજાના દરબારમાં આવીને કહ્યું કે મહારાજા તમારા આ ચોખા પાછા લ્યો કેમકે તમારૂં અન્ન પંખી સરખાંએ પણ ખાતાં નથી. તો પછી અમારાથી કેમ ખવાય ? એમ કહી ચોખાની ગાંસડી પાછી મુકીને પોતાને ઘેર ચાલી ગઇ એટલે પાછળથી રાજાના મનમાં અત્યંત ખેદ ઉત્પન્ન થયો ને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે નીચમાં નીચ જે ચંડાળ તેણે પણ મારૂં અન્ન ખાધું નહી એવું વાંઝીયામેણું છતાં હું રાજસુખ ભોગવું છું તે કશા કામનું નથી. કેમકે ઓળગાણીએ આવી રીતે કહ્યું ત્યારે મારા શહેરની રઇયત મારી પછવાડે મનમાં આવે તેમ નિંદા કરતી હશે એમ ધારીને પોતાની છ માનીતી રાણીઓ તેને પાસે બોલાવીને કહયું કે મારે સાત રાણીઓ છતાં માથે વાંઝીયા મેણું રહયું તેથી તે મહેણાને લીધે કોઇ મારૂં મોં જોતું નથી. અને શુકન પણ લેતું નથી, માટે હવે હું આ શહેરમાં એક ક્ષણવાર રહેનાર નથી રાજપાટ સૌ છોડી દઇને અઘોર વનમાં જઇ મહાદેવનું ધ્યાન ધરીને ઉગ્ર તપ કરીશ. તેણે કરીને મહાદેવ પસંદ થઇ મને પુત્ર ફળ આપશે ને મનનો મનોરથ પુર્ણ કરશે તો પાછો આવીશ ને તેમ જો ન થયું તો પછી આવરદા પુરી થતાં લગી વનમાં રહીશ એવી રીતનાં રાજાના વચન સાંભળીને માનીતી છએ રાણીને રાજાની સામે હાથ જોડીને કહે છે કે મહારાજ ! આપ ઘેર બેઠાં ઇશ્વરની ભકિત કરો એટલે તમારો મનોરથ પુર્ણ થશે હે સ્વામીનાથ ! આપ અમારો ત્યાગ કરી શીધાવો છો તેથી અમો શી રીતે દીવસ ગુજારીશું ! આપના વગર અમને એક ક્ષણવાર સુખ ઉપજનાર નથી માટે અમારો શુકન માન્ય કરી રહો તો બહુ સારૂં એવું સાંભળીને રાજા કહે છે કે હે

સ્ત્રીઓ તમે હજાર વાત કરશો તો પણ હું તમારૂં માનનાર નથી. માટે હવે તો તપ કરવા જઇશ એમ કહીને પોતાનો ડલ્લગુશ નામે પ્રધાન હતો તેને રાજ રૂડી રીતે ચલાવવાની ભલામણ કરી કહ્યું કે હે પ્રધાન ! તું મારો જુનો અને સમજુ પ્રધાન છે તેથી આપણી રઇયતની ઉપર રહેમ નજર રાખીને નિતિથી ચલાવજે એમ કહીને પોતે કાળો પોશાક પહેરીને કાળા ઘોડા ઉપર બેસીને નગરના સર્વ લોકોને જતી વખત શીખામણ દઇને કહે છે મારા નગરવાસી લોકો હું વાંઝીયાં મહેણું ટાળવાને વનમા જાઊ છુ અને તમારી ઉપર દયા રાખવા વિષે મેં મારા પ્રધાનને ભલામણ કરી છે તે તમારી ઉપર રાજ્ય ચલાવશે ને હું તપ કરવા જાઉ છુ મહાદેવ પ્રસન્ન થશે ને પુત્ર ફળ આપશે તો ફરી પાછો આવીશ નહીતર વનમાંજ રહીશ માટે મારો કંઇ પણ અપરાધ હોય તો ક્ષમા કરજો એવી રીતના રાજાના પ્રિતી ભરેલા વચન સાંભળી સર્વે રઇયત રાણીઓ તથા દાસીઓ રૂદન કરે છે.

દુહો—રાણીઓ રૂવે રંગ મહેલમાં, કાંઇ દાસી રૂવે દરબારરે કાંઇ રઇયત રૂવેરે સારા શહેરનીરે, કાંઇ વરતાયો હાહાકારરે કાંઇ૦ ૪ હાટે રૂવેરે હાટ વાણીયારે, તે તો પાડી હડતાલરે તે તો૦ રાણી માત્ર રહે ઉદાસમારે, કાંઇ વ્રક્ષે નમાવી છે ડાળ રે; કાંઇ ૫ કાળો ઘોડોને કાળે લુગડેરે કાંઇ રાજા જાએ વનવાસરે કાંઇ૦ વાંઝીયા પણું ભાગવારે છોડી ચાલ્યા નગરની આશરે છોડી૦

એ રીતે રાજાને વનવાસ જતી વખત રંગ મહેલમાં રાણીઓ અપાર રૂદન કરે છે ને દાસીઓ તથા સર્વે ચાકરો દરબારમાં રૂવે છે અને બજારમાં વેપારીઓ રડીને દુકાનો બંધ કરી હડતાળ પાડી તે જોઇ નગરવાસી સર્વે શોકાતુર થયા એવી રીતનો શોક પશુ પક્ષી યોના જાણ્યામાં આવ્યો એટલે તેઓ પણ પોતપોતાનો ખોરાક ખાવો

સુકી દખ્ખને ઝુરવા લાગ્યાં તે જોઇ કુમળાં ઝાડ તથા ફુલનાં ઝાડ કરમાવા લાગ્યા અને મહોટા ઝાડોના પાન ખરી પડયાં એવો બનાવ જોઇ રાજાએ વીચાર કર્યો કે મારી ઉપર સર્વનો પ્રેમ કેવો છે તેની પરીક્ષા કરવાનો આ ખરો સમય છે ને એવી રીતની પ્રિતી સહીત જવુ તે સારૂં છે. એવો વીચાર કરી વળાવા આવેલા સર્વે લોકોને કહે છે કે મારા વહાલાઓ તમારા સર્વેનો અપાર પ્રેમ મારી ઉપર છે. પણ મારૂં મેણું ટાળવા ગયા વગર છુટકો નથી તેથી તમે સર્વે પાછા વળો મને બહુ વીલંબ થાય છે માટે આજ્ઞા આપો એવા રાજાના વચન સાંભળી પ્રજાએ આજ્ઞા આપીને કહ્યું કે ઇશ્વર આપના સર્વે મનોરથ પુર્ણ કરો ને કુશળ કલ્યાણથી પાછા પધારી આપનું રાજ્ય કરો એ અમારો સર્વનો આશિર્વાદ છે રાજા કહે તથાસ્તુ એટલું કહીને પોતાનો ઘોડો જોરથી હાંકીને પંથે પડયો એટલે રઇયત સર્વે પાછી વળી પોતાને ઘેર આવી અને રાજા ઘણો દુર નીકળી ગયો જેમ જેમ આગળ જાય તેમ તેમ નાના પ્રકારનાં ફળોનાં ઝાડ આવે છે ને તે મધ્યે સુવાસીક પુષ્પોના ઝાડ ઝુકી રહ્યાં છે એની શોભા જોઇ એક સુંદર વક્ષ નીચે આરામ લેવાને ઘોડા ઉપરથી હેઠળ ઉતર્યા અને એક શેતરંજી પાથરીને તે ઉપર સારી પેઠે આરામ લઇ ઉઠયા પછી આઘો પાછો ફરી જુવે છે તો એક સુંદર દેવાલય જોયું એટલે તેની પાસે ગયો અને જુવે છે તો દેવળમાં એક મહાદેવનું લીંગ હતું તેના ગોખમાં પાર્વતી અને ગણપતીનાં દર્શન થયાં તેથી રાજા બહુ પ્રસન્ન થયો અને પોતાના મનમાં નિશ્ચય કર્યો કે જેનું ધ્યાન ધરી તપ કરવાને ધાર્યું હતું તે આપોઆપ આ સ્થાનકે બીરાજે છે વળી પુસ્પો બીલી વીગેરે સર્વ છે ઘોડાને ચારવાનું પણ પુસ્કળ ઘાસ પાણી છે માટે આજ સ્થાનકે તપ કરવું એ બહુ ઉત્તમ છે. એમ ધારી દેવળ પાસે એક સુંદર અને ગંજાવર આંબાનું ઝાડ હતું.

તેના નીચે આસન કર્યું પછી તેજ દિવસે નાહી ધોઇને પુષ્પ બીલી-
લાવી મહાદેવની પુંજા કરીને ફળ આહાર કરી એક ચીત રાખી ઉગ્ર
તપ કરવા લાગ્યો એમ કરતાં બાર વરસ પુરા થવા આવ્યાં તો પણ
મહાદેવજીએ એકે દીવસ કશી રીતનો પડછો દેખાડયો નહિ ને દર્શન
પણ દીધા નહી તોપણ રાજા પોતાનું ધ્યાન ચુકતો નથી એવામાં એક
દીવસને સમયે બે શીકારીઓ શીકાર કરવાને અરણ્યમાં નીકળી પડયા
છે. તે શીકાર કરીને શીકારની ઝોળીઓ ખભે ભેરવી ચાલ્યા આવે
છે, તેઓએ વેગળેથી ઝાડ તળે રાજાને અને ઘોડાને બેઉને દીઠા એટલે
વીચાર કરે છે કે આપણે પેલા ઝાડ તળે જઇ જે માણુસ દેખાય છે
તેને મારી નાંખીને પાસે ઘોડો છે તે લઇ જઇએ એમ ધારીને શીકારી
રાજા તરફ ચાલ્યા આવે છે તેને રાજાએ દુરથી દીઠા એટલે પોતાના
મનમાં વીચાર કરે છે કે પેલા બે જણા હથીઆરબંધ આવે છે તે
લુંટારા જેવા દેખાય છે તેઓ ઘોડો લઇ જવાની લાલચે મને મારી
નાંખશે પરંતુ હું મરવાથી જરાએ બ્હીતો નથી કેમકે હું પોતાનું
રાજસુખ છોડી આ વનમાં તપ કરવા આવ્યો છું ને બાર વરસ
થયાં તો પણ શીવજી પ્રસન્ન થયા નહી માટે જો એ લુંટારા મને
મારશે તો તેથી મરણ પામીશ એટલે મારે માથે વાંઝીઆ મેણું
છે તે દુઃખનો અંત આવશે કેમકે જે માણુસ પોતાના દરેક દુઃખને
લીધે આપઘાત કરી જીવ કહાડે છે તે તેનો ઇશ્વર પાસે ન્યાય થતી
વખતે પોતાને જવાબદાર થઇને તે પાપનું માઠું ફળ ભોગવવા નરકે
જવું પડે છે. એટલું નહી, પણ સાત અવતાર એવા આપઘાત કર-
વાના ભોગવવા પડે છે માટે દુખીઆરા કોઇને પણ જે માણુસ મારે
છે તેને ઇશ્વરને ત્યાં જવાબદાર થવું પડે છે, માટે હાલમાં મારી
તપશ્ચર્યા પુરી થઇ છે ને મારૂં ચીત શીવની ભક્તિમાં લીન થએલું
છે તેથી મહાદેવ મારી સહમતી કરશે ને આ મોહરૂપી સંસારમાંથી

છુટીશ એવો નિશ્ચય કર્યો એટલામાં પેલા ઉભા રહ્યા તેમને જોઇ રાજા કહે છે હે ભાઇઓ તમે એકદમ ઉતાવળથી ચડીને મારી ઉપર આવ્યા ને હવે તમે શા વીચારમાં પડયા જે થંભીને ઉભા રહ્યા માટે તમોએ જે તમારા મનમાં મનોરથ ધારેલો હોય તે ઝટ પાર પાડો એટલે આ દુઃખરૂપી દુનીયામાંથી છુટીશ ને વળી તમારો બહુજ ઉપકાર માનીશ માટે હે સહાસીક કામ કરનારા શીકારીઓ હવે ઝટ કરો એવાં રાજાનાં વચન સાંભળીને શીકારીઓ આશ્ચર્ય પામી પોતાના મનમાં વીચાર કરે છે કે આ કોઇ મોટો પ્રતાપવંત ચતુર પુરૂષ છે કે એક ગાઉ ઉપર જે મનમાં ધારણા કરી હતી તે એના જાણવામાં આવી માટે એવા જ્ઞાનીના ઉપર હાથ ઉચકવો તે ઠીક નહી એમ વીચારીને તે બેઉ શીકારીઓ રાજા સામે હાથ જોડીને કહે છે તે મહારાજ આપ કોઇ મોટા દેવાંશી રાજા છો. મહાતેજસ્વી દેખાઓ છો પણ શા કારણ માટે આ જંગલમાં આસન વાળી બેઠા છો. તેનું ખરૂં કારણ હોય તે અમોને કહો કેમકે અમોએ આપની ઉપર ઘાતકી બુદ્ધિ કરી હતી તેની ક્ષમા માગીએ છીએ. એવું શીકારીઓનું બોલવું સાંભળીને રાજા કહે છે કે હે ભાઇઓ હું માંડવગઢનો રાજા છું સર્વ વાતે સુખી હતો, પણ મારે કંઇ સંતાન નથી તેથી માથે વાંઝીઆ મેણું છે તે ટાળવાને આ વનમાં આવી બાર વરસથી શીવજીનું ધ્યાન ધરી તપ કરૂં છું એવાં રાજાનાં વચન સાંભળી બેઉ શીકા-રીઓ માંહોમાંહે કહે છે આપણે બેઉ જણ રાજાના જેવાજ વાંઝીયા છીએ માટે આપણે પણ એની જોડે બેસીને મહાદેવની પુજા કરી તપ કરીશું તેથી પ્રસન્ન થઇ આપણને પણ પુત્રફળ આપશે એમ નિશ્ચય કરી પોતાની ઝોળીઓ ઝાડની ડાળે ભરાવીને રાજા પાસે આસનવાળી બેઉ જણા બેઠા, ને શીવનું ધ્યાન ધરવા લાગ્યા એમ કરતા બે ત્રણ દીવસ થયા શીકારીઓને બહુ ભૂખ લાગી તેથી તેઓ આકુળ

વ્યાકુળ થવા લાગ્યા કે આપણે ક્ષુધાએ કરી બહુ પીડા પામીએ છીએ ને આ વનમાં તો કાંઇ ખાવાનું મળનાર નથી માટે આપણે ઝોળીમાં જે શીકાર લાવ્યા છીએ તેને સમારી સીજવીને ખાઇએ એટલે આપણી ક્ષુધા શાંત થશે, એમ કહી તેઓએ ઝોળીમાંથી શીકાર કહાડયા અને મહાદેવની જળાધારી ઉપર મુકી છરીએ કરી કાપવા માંડયા એટલે તેમાંથી રૂધીર નીકળીને શીવજીની જળાધારીની માંહે પડવા લાગ્યું અને છાંટાઓ ઉડયા તેથી શીવલીંગને પણ રૂધીર લાગ્યું આવી રીતે શીકારીઓને ઘોર કર્મ કરતા જોઇને મહાદેવ અતીશય આકુળ વ્યાકુળ થયા એટલે વિચાર્યું કે આ દુષ્ટ મહા પાપીઓ વ્યભીચારી છે તેને સમજાવીને વીદાય કરૂં તો ઠીક નહી તો એ મુર્ખાઓ અહીંથી જશે નહીં ને મને ભ્રષ્ટ કરી મુકસે એમ ધારી તરત જોગીનું રૂપ લઇને શીકારીઓની સામા આવી ઉભા રહીને કહ્યું કે અરે મુર્ખો તમે આ મહાદેવને ભ્રષ્ટ કરો છો અને તમે શા કારણ માટે અહીં આવ્યા છો. તે કહો ત્યારે શીકારીઓ કહે છે કે અમારે બે જણને કાંઇ સંતાન નથી તેથી વાંઝીયા મેણું છે માટે આ મહાદેવ પાસે પુત્ર લેવા આવ્યા છીએ તે પ્રસન્ન થઇ પુત્ર આપશે એટલે તરત અમારે રસ્તે પડીશું ત્યાં સુધી જનાર નથી, એવું સાંભળીને જોગી (શીવજી) કહે છે અરે અવિચારી દુષ્ટો તમે પાપી છો માટે તમોને પુત્ર મળનાર નથી, એવું સાંભળીને શીકારીયો કહે છે ગમે તેમ થાઓ પણ અમે પુત્ર લીધા વગર અત્રેથી ખસનાર નથી એવી રીતે સાંભળીને જોગીએ વીચાર કર્યો કે આ પાપીઓને ગમે તેમ સમજાવી અહીંથી કાઢવા જોઇએ પછી જોગીએ પોતાની માયાએ કરી દેવળ સામેના આંબા ઉપર પાકી કેરીઓ બતાવીને પેલા શીકારીઓને કહ્યું કે સામો આંબો દેખાય છે તે ઉપરથી બે

ફેરીઓ લાવો તે કહેવા લાગ્યા એટલે જોગીએ કહ્યું કે એ ફળ લઇને તમે બેઉ તમારી સ્ત્રીઓને ખવરાવજો એવું સાંભળી પંથે પડયા, એટલે જોગી (શીવજી) અંતરધ્યાન થઇ ગયા, તે ચમત્કાર જોઇને રાજા પોતાના મનને કહે છે કે હું બાર વરસથી એક ચીતે આ શીવજીનું ધ્યાન ધરી તપ કરૂં છું તે મને કોઈ દીવસ સ્વપ્ને પણ દરશન દીધા નહી ને આ દુષ્ટ પાપીએ મહાદેવને હેરાન કરી ભ્રષ્ટ કર્યા તેને ત્રણ દીવસમાં આપી વિદાય કર્યા માટે હવે કયારે શીવજી પ્રસન્ન થઇ મને પુત્ર આપશે તે કાંઇ સમજી શકાતું નથી, તેમ મારાથી બીજો કશો અતીચાર થાય નહિ શિકારીઓ તો મુરખ હતા માટે અયોગ્ય રીતે અયોગ્ય ચાલુ તો બાર વરસનું મારૂ તપ ક્ષણમાં ભંગ થાય તેમ ન કરતાં હવે તો શીવજીની મહાપુજા કરી ધુપદીપ ઇત્યાદિ મહાદેવને ગમશે તો પુત્ર ફળ આપશે નહી તો કઇલાસ વાસમાં આપશે તે બેઉ ફળ લાભકારક છે એમ ધારીને અરણ્યમાથી નાના પ્રકારનાં સુવાસીત પુષ્પો તથા બીલી પુષ્કળ લાવીને શીવજીની જળાધારી તથા શીવલીંગ જે શીકારીઓએ રૂધીરથી ખરડેલું હતું તેને ખુબ પાણી લાવીને સ્વચ્છ કરી ધોઇ નાખીને વીધીપુર્વક શીવજીની પુજા કરી, બીલી ચઢાવી ધુપ દીપ આરતી કરી છેલ્લી પુશ્પાંજલી અર્પણ કરીને પછી પોતાની તરવાર જમણા હાથમાં લઇ શીવજીની પ્રાર્થના કરી કહે છે હે શંભો ! મેં આપણી પાસે આવી બાર વર્ષ પુજા કરીને તપ કર્યું તોપણ મને આપનાં દર્શન થયાં નહિ માટે છેલ્લી વારની આ મારા મસ્તકની કમળ પુજા ઉદાર મનથી અર્પણ કરૂંછું તે અંગીકાર કરી આપને ગમે તે ફળ આપજો એમ કહી ઝટ ગળા ઉપર તરવારનો ફટકો મારવા જાય છે તેવામાં સાક્ષાત શીવજીએ અદ્ભુત જોગીનું સ્વરૂપ ધરીને રાજાનો હાથ ઝાલ્યો તે

કહ્યું કે હે રાજા તારી સેવા ભક્તિ જોઇ હું ઘણોજ પ્રસન્ન થયો છું એટલે તે પ્રમાણે કહી રાજાએ કહ્યું કે ભોળાનાથ મને આશ્ચર્ય લાગે છે કે દુષ્ટ શીકારીઓને બે દીવસમાં પ્રસન્ન થઇ વર આપ્યો ને મેં બાર વર્ષ તપ કર્યું ને જ્યારે અંતે કમળ પુજા અર્પણ કરવા માંડી ત્યારે પ્રસન્ન થયા તેનું કારણ શું તે કહો ત્યારે શીવજી કહે છે એ દુષ્ટ શીકારીઓ મને સંતાપી ફળ લઇ ગયા છે, તેથી તેમને પુત્ર તો થશે પણ તે થઇને વહેલા નાશ પામશે. જેમ છાણમાં અનેક કીડાઓ ઉત્પન્ન થાય છે. પણ તેનો વહેલો નાશ થાય છે, માટે હે તપસ્વી રાજા તને તારા પ્રમાણે ફળ આપવું જોઇએ એમ રાજાને કહે છે કે તારે કેટલી રાણીઓ છે ? રાજા કહે છે સાત રાણીઓ છે ત્યારે મહાદેવે કહ્યું કે આ દેવળની સામે જે આંબો છે તેની ઉપરથી સાત કેરીઓ તોડી લાવ એવું કહેતાં રાજા ઉપર ચડયો અને સાત કેરીઓ તોડીને નીચે ઉતરી સીવજી પાસે આવીને કહે છે કે હે મહારાજ ! આ ફળને શું કરૂં ? શીવજી કહે છે કે એ લઇને તું તારે ઘેર જા અને સાત રાણીઓને વહેચી આપજે કે તેઓને ગર્ભ રહેશે અને પુત્ર થશે એ રીતનાં મહાદેવનાં વચન સાંભળી રાજા બહુ પ્રસન્ન થયો ને બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યો.

દુહો—જગદેશ્વર મહાદેવ તમને વીનવુંરે, હું તો બળી લળી લાગુ પાયરે, હુંતો૦ વાંઝીયા મેણુંરે મારૂં ભાંગીયુંરે મારી સહાય કરજો સહાયરે, મારી૦ વીધવા નગરી સધવા થઇરે આપ્યા મને આવા અવતારરે મુને૦

હે જગદીશ્વર મહારાજ તમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને કહું છું કે મેં સાચા ભાવથી જેવી તમારી ભકતી કરી તે વાતથી તમે મને પ્રસન્ન થઇને મારૂં વાંઝીયા મેણું ભાગ્યું તેથી મારા મારા નગરના લોકો

જે મારા વિયોગથી વીધવા પણું ભોગવતા હતા તે હવે મને જોઇ સધવા પણું પામશે. કેમકે જ્યારે હું નગરથી વનવાસ નીકળ્યો ત્યારે નગરવાશી લોકોએ બહુ દીલગીર થઇને મારી આશા છોડી હતી કે રાજા ફરીથી આપણને કયાંથી મળશે, પણ હે ભોળા શંભુ ! હે વરદાયક દેવ તમો બહુ ઉદાર છો કેમકે જે જે મનુષ્ય અને દેવ તપ કરે છે તે સર્વને વરદાન આપી સંતુષ્ટ કરો છો, તેમ મારી ઉપર બહુજ કૃપા કરી માટે વારંવાર તમને નમસ્કાર કરૂં છું કે દયાનીધી હવે મને આગ્રા આપો પ્રણામ કરૂં છું શીવજી કહે સુખેથી જા અને રાજસુખ ભોગવ. એમ કહી મહાદેવ અંતરધ્યાન થયા એ ટલે રાજા પોતાનો ઘોડો તઇયાર કરીને તે ઉપર સ્વારી કરી લાંબી મજલો કરીને વહેલા નગર સમીપ આવ્યા એટલે લોકોના મનમાં બહુજ આનંદ થયો અને વજીર સર્વે સેનાને નવો પોશાક પહેરાવી હાથી ઘોડા, પાલખી, નગારાં નીશાન વગેરે તૈયાર કરી અને ગાજતે વાજતે સામૈયું લઇ રાજાને તેડવા ગયા ત્યાં લઇ જઇ રાજાને જરીનાં વસ્ત્રો તથા હીરા જડીત અલંકાર પહેરાવીને શણુ-ગારેલા ઘોડા અસ્વાર થઇ નગરના વેપારીઓ સહિત સાજન માજન સાથે ગાજતે વાજતે પુરમાં પધાર્યા તે સમયે નગર લોકોએ સોના રૂપાના ફુલથી વધાવ્યા અને સ્ત્રીઓએ મેડા ઉપરથી પુષ્પવૃષ્ટી કરી જ્યારે દરબારમાં પધાર્યા ત્યારે પ્રધાને પુછયુ કે જોષી મહારાજ આજનો દીવસ કેવો ચોકખો છે તે ટીપણુમાં જોઇને કહો ત્યારે જોશીએ પાઘડીમાંથી ટીપણું કહાડી કહ્યું કે મકર, કુંભ, મીન, મેષ વરખ, મીથુન ને કર્ક એટલે આજે કર્કનો ચંદ્રમા છે રાજાને સાતમો ત્રાંબાના પાયે ઘણો લાભ કારક છે, વળી અમરત સિધયોગ છે તે અતી ઉતમ છે માટે જે શુભ કામ કરવાં હોય તે સુખે કરો,

એવાં જોશીનાં વચન સાંભળી પ્રધાને રાજગોરને બોલાવી શાસ્ત્રવિધી પ્રમાણે રાજ્યભિષેક કરી ફરીથી ગાદી ઉપર બેસાડયા તે દિવસે સરવને પાનના બીડાં ગુલાબના પુષ્પના તોરા અને ગુલાબનું અત્તર વગેરેથી માન આપી સહુના સાકરથી મોં ગળ્યાં કરાવ્યાં અને જાચકોને દાન આપી પ્રસન્ન કર્યા; એ રીતે ધામધુમ કર્યા પછી સરવે સભાસદોને ઘેર જવાની આજ્ઞા આપીને રાજા કચેરી બરખાસ્ત કરી પોતાના ખાનગી ઓરડામાં ગયા એટલે એક દાસી સંદેશો લઇ આવી અને રાજાને કહે છે કે મહારાજ આપની માનીતી રાણીઓ આપને મળવાને આતુર થઇ રાહ જોઇ રહ્યાં છે તેમને કૃપા કરી દર્શન આપવા આપ વહેલા પધારશો; એવું સાંભળી રાજા તે દાસી સાથે રાણીઓ પાસે પધાર્યા. એટલે સર્વેએ ઉભાં થઇ તેમને નમન કર્યું. અને મખમલની ગાદી ઉપર બેસાડી ઘણા દિવસનું વૃત્તાંત પુછવા લાગ્યાં ને સાંભળી રાજાએ પોતાની વીતક વાત કરીને મહાદેવ ના આપેલાં સાત ફળ રાણીઓને આપ્યાં. ને કહ્યું કે સાતે રાણીઓ વેંચી લઇને નાહિ ધોઇ પવિત્ર પણે ખાજો તેથી તમને પુત્ર થશે, એ પ્રમાણે કહી રાજા પોતાના ઓરડામાં પધાર્યા એટલે છએ રાણી દરેકને ભાગે એક એક આવશે ને સાતમી જે અણુમાનીતીના નામની છે તેને આપીશું તો એને પણ પુત્ર થશે તો પછી આપણું માન ઓછું થાયે માટે એના છ કકડા બરાબર કરી આપણેજ વહેંચી ખાઇ પછી આપણને કોણ પુછનાર છે એમ કહી તેજ વખતે નાહ્યા ધોયા વગર સાત કેરી છ જણીઓ ખાઇ ગઇ અને તેનાં છોટરાં ગોટલા બારીએથી રસ્તામાં ફેંકી દીધાં, ને તે પછી ભોજન તૈયાર થયું એટલે ભાતભાતની રસોઇની સામગ્રી એક રૂપાના થાળમાં પીરસી રાજાને બોલાવી પ્રેમ સહિત જમાડી હાથ ધોયા પછી પાન બીડા આપ્યા તે ખાઇ રાજા પોતાના પલંગપર આરામ લેવા પધાર્યા

તે પછી રાણીઓ જમી. એ રીતે તેઓ સુખમાં લીન થયાં છે. પણ અનમાનીતી (દામાવંતી) ની કોઇએ ખબર લીધી નહિ ત્યારે કહેવત છે કે જેનો બીજો કોઇ બેલી નથી તેનો પરમ દયાળુ ઇશ્વર બેલી છે. તે પોતે બાનાની પત રાખે છે. માટે દામાવંતીના ઉપર પોતાના પતીનો પ્રેમ નહોતો પણ તેને ઇશ્વરરૂપ ગણતી, ને જે દીવસથી રાજા વનવાસ ગયા તે દીવસથી દામાવંતી પોતાના મહેલમાં રહી શીવજીની ભક્તિ કરી પોતાના પતીનું કલ્યાણ માગતી હતી. તે નીશદીન કહેતી કે ભોળનાથ તમો પ્રસન્ન થઈ મારા સ્વામીને વર આપશો તો મને પણ તમારા પ્રતાપથી સુખ મળશે એવો મારો દ્રઢ નિશ્ચય છે એવી પરમ પવિત્ર દામાવંતી ઘણીવારથી પતીની તરફથી કોઇ ફળ મળશે એવી આશા રાખી રાહ જોયા કરતી તે તેને કંઈ ન મળતાં પોતાની દાસીને બોલાવીને કહે છે હે દાસી રાજાજી વનમાં જઈ બાર વરસ તપ કરીને શીવ પાસેથી પુત્ર થવા માટે કાંઇ ફલ લાવ્યા હશે તે પોતાની માનીતી રાણીઓને આપ્યાં હશે મારે સારૂ કાંઇ મોકલ્યું નથી તો તેમની મરજી પણ તું માનીતીઓની બારી નીચે જઇ જો કે ત્યાં કાંઇ ફળ છોતરાં ગોટલાં જે કાંઇ નાંખી દીધું હોય તે તુરત લઇ આવ એ રીતે રાણીના વચન સાંભળી દાસી તુરત જઇ માનીતીઓની બારી નીચે જોયુ તો પાકી કેરીના સાત ગોટલા અને છોતરાં પડેલાં જોઇને વીચાર કર્યો કે આ રૂતુ કાંઇ કેરીની નથી કેમકે આંબાનાં પાંદડાં સુદ્ધાં સુકાઇ ગયાં છે, તો નકકી રાજાજી આજ નવાઇનાં ફળ લાવ્યા હશે.

માનીતીઓએ ખાઇને છોતરાં ગોટલાં નાંખી દીધાં હશે એમ વીચારી તરત બધાંએ વીણી લઇને પોતાની બાઇ દામાવંતી પાસે આવી કહ્યું કે બાઈ સાહેબ મહેલની નીચે તો ફક્ત આ છોતરાં ને ગોટલાં પડેલાં હતા ને તે તાજાંજ છે. માટે એજ નવાઇની ચીજની

નીશાન છે, તે લ્યો. એમ કહી રાણીના મોં આગળ ઢગલી કરી તે જોઇ દામાવંતી કહે છે કે હે દાસી બાર વરસ સ્વામીજી ફળ લઇ આવ્યા તેમાંથી એક ૧ ટકો મને આપ્યો હોત તો હું બહુ પ્રસન્ન થાત પણ હું એમની રાણી કહેવાઇ એ મીથ્યા નથી થવાની માટે મારે મન તો છોતરાં ને ગોટલાં છે તે ભાવથી માની લઉં છું માટે તું આની ઉપરનો કચરો લુગડેથી લુછી નાખ અને પછી તેને કચરીને ભુકો કરી મને આપ કે હું તેની રાબ રાંધીને પીઉં, એવું કહેતાં દાસીએ તરત તઇયાર કરી તે લઇ રાણીએ તેની રાબ રાંધી તઇયાર કરી પીવાના વાડકામાં કહાડી. એટલામાં પોતાના મનમાં એક બીજો વિચાર સુજ્યો તેથી વળી દાસીને કહ્યું કે હે દાસી તું ફુલસંગ વજીરને હમણાં ઝટ તેડી લાવ એવું કહેતાં દાસી વજીરને તેડી લાવી તેને માન આપી ગોદડી નાખી બેસાડયા અને રાણી કહે છે કે હે બુદ્ધિવાન પ્રધાન તમે સર્વ સદગુણના ભરેલા છો તેથી તમને એક વિચાર પુછવો છે તે એ કે રાજાજી બાર વરસે તપ કરી વર પામી ફળ લઇ આવ્યા હશે તે તો બધી માનીતીને આપ્યા કેમકે મારા સુદ્ધા સાત રાણીઓ છે ને ફળના ગોટલા છોતરાં પણ સાત સાત છે તે સર્વ બાઇ બારી નીચે ફેંકી દીધેલા તે મેં દાસી પાસે મંગાવી શીવની પ્રસાદી જાણી મેં તેને વાટી રાબ પીવાને વીચાર કર્યો પણ એક સંદેહ આવ્યો કે રાજાજી તો મારે મહેલે કોઇ દીવસ આવતા નથી ને આ રાબ પીવાથી મને ગર્ભ રહે તો રાજા મારી ઉપર કોપાયમાન થઇ કલંક મુકે તે સારૂ તમે ઠરેલ વિચારના છો તેથી જેમ કહો તેમ કરૂં પણ જે દહાડે કામ પડે તે દહાડે પરમેશ્વર પ્રીતીથી ખરી સાક્ષા પુરવી પડશે. એવું સાંભળી પ્રધાન કહે છે કે તમારી ઇચ્છા છે તો સુખેથી રાબ પીઓ કામ પડેથી વીગત સહીત આપીશ, એટલે દામાવંતી સુર્ય ચંદ્રની સ્તુતિ કરી કહે છે કે

દુહો—ચંદ્ર સુરજ તમને વીનવું રે; મારી સાચેરી પુરજો સાખરે મારી૦ અણુરે માનીતી જોને હું ઠરી લજ્જા ભલીરે રાખરે મારી૦ રાજા મહેલે નથી આવતા રે મને જુઠું ચઢાવે આળરે; મને૦ પતી વીના જોને પુત્ર થયો એવું આવશે મુજ પર આળરે એવું૦ જગદેશ્વર મહાદેવ તમને વીનવુંરે મારી ભલેરે રાખજો લાજરે મારી૦ પુત્ર પ્રસાદીનો આપશો તો મારાં સરસે કાજરે મારી૦ ફુલસંગ વજીર તને વીનવુંરે મારી૦ સાચેરી પુરજો સાખરે, મારી૦ અણુરે માનીતી હું ઠરીને મારી લજ્જા ભલેરી રાખરે મારી૦

હે જગતમાં પ્રકાશ આપનાર ચંદ્ર અને સુર્યદેવ તમને હું હાથ જોડીને નમસ્કાર કરીને વિનંતી કરૂં છું કે તમારી શાક્ષીએ હું રાબ પીઉં છું તેથી કામ પડે ત્યારે માથેથી કલંક ઉતરે એવી સાચી સાખ પૂરજો એવી શોચના કરીને ફુલસંગ વજીરને કહે છે કે ઇશ્વર ઇચ્છાથી મને પુત્ર થાય તો તેને ખેલવા લાયક ઘોડો જોઇએ માટે આ રાબમાંથી થોડીક મારી ઘોડીને સારૂ રાખી તમારા દેખતાં પીઉં ને થોડી ઘોડીને પાઉં એમ કહી પ્રધાનના દેખતાં પોતે પીધી થોડી ઘોડીને પાઇ પછી પ્રધાનને કહ્યું કે તમને શ્રમ આપ્યો તેની ક્ષમા કરશો ને હવે આપને જવા આજ્ઞા આપું છું એમ કહી પ્રધાનને વીદાય કર્યા હવે ઇશ્વરના ગતિ ન્યારીજ છે તેની માયામાં બ્રહ્માદીક સરખા ભુલા પડયા તો આપણી શી ગણત્રી માટે દેહધરી મનુષ્ય સારૂ યા નરસુ જેવું ફળ કરે છે તેવું પામે છે, હવે માનીતીઓએ તાજી કેરી ખાધી ને દામાવંતીની ભાગની પણ ખાઇ ગઇ અને દામાવંતીએ તે છોતરાં ગોટલાની રાબ પોતે પીધી તથા ઘોડીને પાઇ તેથી બધાને સાથે ગર્ભ રહ્યો જ્યારે નવ માસ પુરા થયા એટલે સાતે રાણીને સાત પુત્ર જનમ્યા અને ઘોડીને સાડાબાર મહીને એક ઘણો સુંદર બળવાન વછેરો જનમ્યો. હવે રાજાની પાસે દાસી દ્વારા વધામણી તો છ

માનીતી રાણીઓનીજ પહોંચી એટલે રાજા બહુ પ્રસન્ન થયા વધામણી લાવનાર દાસીને તથા સર્વે યાચકોને-સેવકો જેને જેવું ઘટે તેવું ઇનામ આપી બધાને સાકર આપી આનંદ પામ્યા પણ માનીતી રાણીઓએ ઇશ્વરની ચોરી રાખી અણમાનીતીની કેરી ખાઇ જવાથી તેમના પર કોપાયમાન થયો તેણે કરી તે રાણીઓને પુત્રો બન્યા કદરૂપા અને ખોડ ભરેલા અવતર્યા અણમાનીતીનો ખરો ભરોસો ઇશ્વરપર હતો તેથી તેને દેવાંશી અને મહારૂપવાન કુંવર જનમ્યો. પણ આ વાતની રાજાને મુદ્દલ ખબર નહતી હવે દામાવંતીએ પોતાની દાસીને કહ્યું કે તું આપણા જોશીને તેડી લાવ એટલે કુંવરના જન્માક્ષર કરાવીએ કહેતાં દાસી તરત જોશીને તેડી લાવવા તઇયાર થઇ એટલે રાણી કહે છે દાસી સાંભળ.

દુહા—દાશી મારી તુને વીનવુ રે ઝટપટ તઇયાર થાય તું તે જન્મોત્રી કરાવીને પુછીએરે તું તો જોશીને તેડવા જારે તું તો.

હે દાસી તું ઝટપટ તઇયાર થા. અને જોશીને બોલાવી લાવ કે આપણા કુંવરની જન્મોત્રી કરાવીને નામ રાશી પુછીએ એવું સાંભળી દાસી ઉઠી જોશીને ઘેર જઇ કહે છે.

દુહાઃ—કુળના જોશી તમને વીનવું રે હું તો નમી નમી કરૂં જુહારરે, હું તો૦ મારી બાઇએ મને મોકલીરે તમો ઉઠી ચાલો એક વારરે તમે૦

હે કુળના જોશી મહારાજ મારી બાઇ તમને બોલાવે છે માટે વહેલા ચાલો તે સાંભળતાં જોશી ટીપણું તથા બીજું જોઇતું પુસ્તક લઇ દાસીની સાથે તરત દામાવંતીને મહેલે પધાર્યા એટલે બાજઠ ઉપર બેસારીને પુછે છે.

દુહા—કુળના જોશી તમને વીનવુંરે હું તમથી નાનેરી બાળ બેનરે હું તો૦ જન્મોત્રી કરજો જોઇને કુંવર જનમ્યો છે માઝમ રેનરે

કુંવર૦ કીયારે નક્ષત્રમાં કુંવરે આવીયોરે, તમે પાકરૂં કરજો કામરે, તમે૦ ધરણી ધરૂજરે જેના તેજથીરે એવું ધરાવો કુંવરનું નામરે એવું

હે જોશી મહારાજ તમો જીવ રાખીને પુસ્તકમાં જુવો કે આજ રાત્રીએ કુંવરનો જન્મ થયો છે તે સમયે રાત્રીના અગીઆર કલાક બરોબર વાગ્યા હતા માટે તે સમયે કયું નક્ષત્ર હતું તે નક્ષત્ર ઉપર થી કઇ રાશી આવે છે. તથા રાશી ઉપરથી શું નામ પાડવું વળી એના ગ્રહ કેવા છે ને તે કેવો પરાક્રમી થશે એ વગેરે જન્મપત્રીકા જે જે જોવાનું હોય તે તમારા ટીપણામાં અને પુસ્તકમાં જોઇને મને કહો એવી રીતે રાણીનાં વચન સાંભળી જોશીએ ગણત્રી કરી જન્મ પત્રિકા તઇયાર કરી રાણીને કહે છે હે રાણીજી સાંભળો.

દુહા—શુભ નક્ષત્રમાં કુંવર જનમીઓરે એ તો રાખે પીતા કેરાં ઠામરે એ તો૦ ધરતી ધ્રુજે એના તેજથીરે એનું મતીયો મારૂ પાડો નામરે એ તો આપગળે સૌને જીતશે એ તો ભરશે મોટી મોટી હામરે એતો૦ જગદેશ્વર મહાદેવ એની સહાયમાંરે એનું ગજ-રામારૂ પાડો નામરે એનું૦

હે રાણીજી તમારો કુંવર શુભ નક્ષત્રમાં જન્મ્યો છે ને એના ગ્રહ એવા બળવાન છે કે એ દીર્ઘ આયુષ્યવાળો મહા તેજસ્વી કાં-તીવાન પરાક્રમી અને અત્યંત દયાળુ તથા ઘણોજ બળવાન થશે. પણ તે પોતાનીજ મતી પ્રમાણે ચાલશે પીતાના કરતાં ઘણું આ-બરૂદાર નામ કહાડી એવો હીમતવાન થશે કે ગમે તેવું ભારે કામ કરવામાં બાધ ભીડાવશે વળી પોતાની પ્રજા તથા સર્વ લોક પણ એના ગુણ ઉપર મોહિત થઇ વધુ પ્રીતી રાખશે. એ બધુંયે ખરૂં પણ બાર વરસની ઉમર થશે એટલે એના પીતાના વચનથી એને વનવાસ જવું પડશે ને વને જઇ પાછો કુશળ કલ્યાણથી ઘેર આવશે તે પછી પોતાના બાપની ગાદીએ બેસી રાજસુખ ભોગવશે ને તે

જગદેશ્વર મહાદેવનો આપેલો છે, માટે તે અહોનીશ તમારા કુંવરની રક્ષા કરશે અને એના જન્મના નક્ષત્ર ઉપરથી તો એનું નામ ગજરામારૂ આવે છે માટે એજ નામ અતી ઉત્તમ છે, તેજ રાખજો અને ઉપર મેં મતીયોમારૂં નામ કહ્યું તો તે ઉપરથી કે એ પોતાની મતી પ્રમાણે યોગ્ય રીતીએ ચાલશે માટે એ નામ સમજવું ખરૂં નામ તો ગજરામારૂ છે તે માટે તેજ પાડજો, એ પ્રમાણે તમારા કુંવરના જન્માક્ષરનું વૃતાન્ત છે તે બધું તમને કહ્યું તે સાંભળી દામાવંતી પોતાની દાસીને બોલાવીને કહે છે.

દુહોઃ—ઝટપટ ઉઠો મારી દાસીયો તમે પેરો દક્ષીણ ચીરરે તમે૦ થાળ ભરી સગ મોતીયેરે તમે વધાવો જોશી વીરરે તમે૦

રાણીના વચન સાંભળીને દાસીઓએ જોશી મહારાજને મોતીએ વધાવ્યા તે પછી બીજો હુકમ કર્યો કે હે દાસી જોશી મહારાજને એક થાળ ભરીને મોતી તથા સાલ પાઘડી વગેરે આપી રાજી કરીને વીદાય કરો. એવો દામાવંતીનો હુકમ સાંભળી દાસીએ કહ્યા પ્રમાણે જોશીને રાજી કર્યા એટલે આશીરવાદ દઇ જોશી મહારાજ ખુશ ખુશી થઇ નવા વસ્ત્ર પહેરી રસ્તે જતા હતા તેમને જોઇ ગામના લોક પુછે છે કે જોશી મહારાજ આ નવો પોશાક કોણે પહેરાવ્યો ત્યારે ઉતર આપ્યો કે અણુમાનીતી રાણી દામાવંતીને પુત્ર જનમ્યો તેના જન્માક્ષર કર્યા તેમાં મળ્યો તે સાંભળતાં લોકોમાં બધે ખબરો ફેલાઇ એટલે ઘણા યાચકો દાન લેવા ગયા. તેમને યોગ્યતા પ્રમાણે દાન આપી પ્રસન્ન કર્યા એ પ્રમાણે બીના બની પણ તે વાતની રાજાને તો કાંઇ ખબર નથી પણ ઇશ્વરની અકળ ગતી છે માટે કુંવર દીવસે ન વધે તેવો રાત્રીયે વધે એમ કરતાં પાંચ વરસનો થયો એટલે એક પંડીતને બોલાવી પોતાના મહેલમાં વિધાભ્યાસ કરવવા માંડયો, બે વરસમાં સર્વ વિદ્યા તથા રાજનીતી શીખી હુંશીયાર થયો

શરીરની કાંતી પણ દેવરૂપ સમાન થઇ એટલે ગુરૂને ભારે પોશાક તથા બે હજાર સોના મહોર આપી રાજી કર્યા, તે પછી એક દીવસ એવો યોગ બન્યો કે રાજા જશોજામ પોતે કચેરી ભરી ખુરસીપર બેઠા હતા, એટલે ફુલસંગ પ્રધાનને કહેવા લાગ્યો કે હે પ્રધાન! આજે મારા મનમાં એવો ઉમંગ આવ્યો છે કે મારી છયે રાણીના કુંવરો મેં બરાબર જોયા નથી, માટે તમો પોતે રાણીઓ પાસે જઇને કહો કે કુંવરોને ઘણાં ભારે વસ્ત્રલંકાર પેહરાવી તૈયાર કરીને મારી સાથે રાજસભામાં મોકલો, આવી રીતનો રાજાએ હુકમ કર્યો એટલે ફુલસંગ પ્રધાન તરત રાણીઓ પાસે આવ્યો અને રાજાનો હુકમ કહી સંભળાવ્યો એટલે રાણીઓ પોતાના મનમાં પસ્તાવા લાગી કે બધા કુંવર કદરૂપા છે તે જોઇને રાજા બહુ ખેદ પામી કોપાયમાન થશે. પણ શું કરે તે હુકમ માન્યા વગર છુટકો નહી, માટે વસ્ત્રાલંકાર પહેરાવ્યા ખરા પણ મનુષ્યમાં ઇશ્વરની કુદરતે જેવું રૂપ મુકયું હોય તે પ્રમાણે શરીરની શોભા દેખાય છે હવે છએ પુત્રોને તઇયાર કરી ફુલસંગ પ્રધાન લઇ રાજસભામાં આવ્યો અને રાજાને સલામ કરી રાજાની બાજુમાં કુંવરને બેસવાને સારૂ ગાદી તઇયાર કરેલી હતી તેની ઉપર હારબંધ બેસાર્યા એટલે રાજા પ્રધાન અને આખી સભાના લોક નીરખીને મનમાં ખેદ પામ્યા અને સભાના લોક માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે અરે ભાઇઓ આ શો ગજબ રાજ કુમાર બધાએ પશુ કરતાં વધારે કદરૂપા છે એમ ગરબડ સાંભળી રાજાએ જોયું તો એકનું નાક ચોણું તો બીજાનો કાન બુચો ત્રીજાનું મ્હો વાંકુ ચોથાની આંખો માંજરી પાંચમો લુલો છઠાની જીભ તોતડી અને આંખે માંજરો બોલે ત ત ત એ પ્રમાણે સર્વને એક કદરૂપા જોઇ રાજા દીગમુઢ શરખો બની ગયો એ જોઇ ફુલસંગ પ્રધાન પોતાના મનમાં સર્વ સમજી ગયો ને વીચારવા લાગ્યો જે

આ સમયે અણુમાનીતી રાણી દામાવંતીનો કુંવર ગજરામારૂ જો આ સભામાં બીરાજેલો હોય તો તેના મોનું તેજ દેખી રાજા અને સર્વ સભાજનોને આનંદ ઉભરાયા વગર રહે નહિ પણ શું કરૂં કેમકે એ પુત્રના જનમ્યાની રાજાને બીલકુલ ખબર નથી અને હું જો તેડી લાવું તો રાજા મારી ઉપર કોપાયમાન થાય કે પીતા વીના પુત્ર કેમ નીપજ્યો એમ કહી તેની ખરી તપાસ કરશે, તે સમયે સાક્ષી પુરવી પડશે એમ બનશે તો ચીંતા નથી કેમને અંતે ખબર થયા વગર રહેનાર નથી માટે હવે તો વહેલું જાણુ થાય તો સારૂં કેમકે ઇશ્વર પાસે સાચો ન્યાય છે માટે પુન્ય હશે તેજ તરશે એમ વીચાર કરી સભામાંથી ઉઠી તરત દામાવંતીને મહેલે આવ્યો તેને જોઇને રાણીએ આસન આપી ઘણાં માન દઇ બેસાડીને પાનસોપારીને બીડુ આપી પુછ્યું કે આપના મ્હોના ચહેરા ઉપરથી તો એવું જણાય છે કે બહુજ તાકીદના કામે આવ્યા હશો માટે જે હોય તે દયા કરી કહો કે, ખબર પડે એવા શબ્દ સાંભળી પ્રધાન વીચાર કરે છે કે રાણી ચતુર તો ખરી કે મારા મનની વાત પણ પારખી ગયા માટે કહ્યા વગર છુટકો નથી, એમ નીશ્ચય કરી દામાવંતીને હવે કહે છે હું આપની પાસે માગુ તે ખુશી થઇ આપવા વચન આપો તો કહુ ત્યારે દામાવંતી કહે છે કે રાજાની તમારી ઉપર કૃપા ઘણી છે. તેમ છતાં તમારે શું ખામી છે. તે મારી પાસે કહો ત્યારે પ્રધાન કહે કે જો વચન આપો તો બોલું રાણીએ કહ્યું કે તમને હું પીતા તુલ્ય ગણું છું માટે મારાથી બને તેવું હશે તો આપીશ એમ કહી વચન આપ્યું એટલે પ્રધાન કહે છે કે આપના કુંવર ગજરામારૂને ઉતમ પોશાક તથા આભુષણ પહેરાવી મારી સાથે રાજસભામાં મોકલો તે સાંભળી રાણી કહે છે કે રાજાની છ માનીતીના પુત્ર છે છતાં મુજ અણુ-

માનીતીના કુંવરનું રાજસભામાં શું કામ છે, વળી રાજાની મારા ઉપર કૃપા નથી અને રાણીઓ બહુ ઝેરીલી છે માટે મારા કુંવરને કોઇ કટુ વચન કહે તેથી તે દીલગીર થાય માટે એ વાતની ક્ષમા કરો તો બહુ સારૂં. વજીર કહે મારા ઘટમાં પ્રાણ છે ત્યાં સુધી કુંવરનો વાંકો વાળ થવા દેનાર નથી. વળી આ પ્રસંગે રાજાએ માનીતીના છએ કુંવરને રાજસભામાં બોલાવીને બેસાડયા છે તેમને કદરૂપા સ્વરૂપને જોઇને રાજા તથા સભાના લોકો ખેદ પામીને ઝાંખા થઇ ગયા છે તે તમારા કુંવરની કાન્તી જોઇ સર્વે ખુશી થશે અને તમારૂં સત્ય જાહેર થશે તેથી ઇશ્વર સહુ સારા વાના કરશે એ રીતે પ્રધાનનું પ્રૌઢ વિચારનું બોલવું સાંભળીને દામાવંતી ગજરામારૂજીને સુંદર પોશાક પહેરવાની આજ્ઞા આપી એટલે ગજરામારૂજી પહેરે છે.

દુહો—કસુંબી મંડલ માથે બાંધીયુંરે. કાંઇ શીર પેચનો ઝણુકાટરે, કાંઇ કલમી તોરારે માંહી શોભતારે, જેમાં મોતી મણીનો ચળકાટરે. જેમાં૦ જરકસી જામો પહેરીયોરે, માંહી ઝાઝેરા ઝળકે તારરે, માંહી૦ હીરાજડીત કંઠે હારડોરે, તેની શોભાનો નહી પારરે તેની૦ સેલે કસી કમર બાંધી છેરે કાંઇ કીનખાબી સુરવારરે, કાંઇ કનક કમરપટો કેડમાંરે તેમાં ઝોલાં ખાએ તરવારરે. તેમ કેડમાં કટારી છે વાંકડીરે. કાંઇ દીસે છે નાનો બાળરે; કાંઇ૦ હાથમાં ઝાલી છે. ભમર ભાલડીરે, કાંઇ ખાંધે ચળકતી ઢાલરે કાંઇ અતર ખુશબોઇરે નાંખી સીરમાંરે કાંઇ ઓળી મુકયા છુટા કેશરે, કાંઇ૦ ધીરે મારૂ ડગલા ભરે. બહુ શોભે બાળેવેશરે. બહુ૦ કામ કુંવર બન્યો ગજરામારૂજી જાણે તેજ તણો અંબારરે જાણે૦ ફુલસંગ વજીરે ઝાલી આંગળીરે, કાંઇ મારૂજી ચાલ્યા દરબારરે. કાંઇ૦

એ રીતે મારૂજીએ પોતાના સુંદર આભુષણો પહેરીને વળી ઢાલ તરવાર કટાર સર્વે હથીઆર બાંધીને શીરના કેશ છુટા મુકી

તેમાં મોગરા પુષ્પનું તેલ ઘાલીને બધા પોશાક ઉપર ભારે મુલનું અત્તર છાંટી કહાન કુંવર જેવો બની, પોતાની માતાને દંડવત પ્રણામ કરી આજ્ઞા માગી કે માતાજી આપ આજ્ઞા આપો તો રાજસભામાં જાઉં ત્યારે માતા કહે છે કે હે પુત્ર ! તું સુખેથી જા જગદીશ્વર મહાદેવ તારૂ રક્ષણ કરશે અને કુશળકલ્યાણથી વહેલો આવજે એવું સાંભળી વજીરની આંગળી ઝાલી ચાલતાં રસ્તામાં પુછે છે કે હે વજીર રાજસભામાં જવાનો એક રસ્તો છે કે બીજો પાછળથી જવાય એવો રસ્તો હોય તો સારૂ. ત્યારે વજીર કહે તમારે પાછળના રસ્તાનું શું કામ છે, આપણે આગળ રસ્તેથી જઈશું ત્યારે કુંવર કહે છે કે એ રાજાએ મારી માને કોઇ દીવસ કશું સુખ આપ્યું નથી માટે હું એને મારૂ મસ્તક નમાવનાર નથી, પ્રધાને ઘણો સમજાવ્યો પણ લીધી વાત મુકે નહી માટે કુંવરના કહ્યા પ્રમાણે પાછળ બીજો રસ્તો હતો તે રસ્તે બન્ને જણ ચાલ્યા જતાં બારી હતી તે ઉઘડી એટલે કુંવર કહે છે કે હે પ્રધાન પહેલા તમે જાઓ પછી હું આવું એમ કરી પ્રધાનને બારીમાંથી સભામાં મોકલ્યા, પછી પોતે વીચાર કરે છે કે જો, હું આ નાની બારીમાંથી માથું નમાવી જાઉં તો નમ્યો કહેવાઊ માટે તેમ તો મારે કરવું નથી. નમવું નહી અને જવું તો ખરૂં માટે એવી યુકિત શોધી કાઢી કે પ્રથમ પગ ઘાલી સભામાં પ્રવેશ કર્યો વજીર જઇને રાજાની પાસે આવી ઉભો, એટલે વીજળીનો ઝબકાર થયો હોય એવો તેમનો પ્રકાશ પડતાં રાજા અને સર્વ સભામાં બેસનાર નીહાળીને જુએ છે તો જાણે કામદેવ કુંવર સ્વરૂપે પધાર્યા છે. એવું શરદપુનમના પ્રકાશીત ચંદ્રમા જેવું મુખ અને સ્વર્ગની શોભા સાથે વસ્ત્ર અને નાના પ્રકારનાં અત્તરની સુગંધીથી આખી સભા ગરકાવ થઇ ગઇ હોય એમ એ કુંવર સામે સર્વે એક નજરે જોઇ રહ્યા

એ જોઇ રાજા ઘણું આશ્ચર્ય પામ્યા ફુલસંગ વજીરને પુછે કે હે પ્રધાન આ કોઈ દેવકુંવર અકસ્માત આપણી સભામાં કયાંથી આવ્યો અરે આવો તેજસ્વી કુંવર જેનો હશે તેના માતપિતાને ધન્યવાદ છે. માટે એ વાતનો ઝટ ખુલાસો કરો કેમકે મારા મનમાં ધીરજ રહેતી નથી માટે જે હોય તે કહો, એવું સાંભળી પ્રધાન કહે છે કે હે રાજાજી આ તમારી સામે છે, તે કુંવર કોના છે? રાજાએ કહ્યું એ તો મારી માનીતીના છે ત્યારે પ્રધાને કહ્યું જેવા આ છ કુંવર તમારા છે તેવોજ આ સાતમો કુંવર પણ તમારોજ છે. એવું સાંભળી રાજા કહે છે કે મારી સાત રાણીઓ છે તેમાં માનીતી તેને મહેલ હું જાઉં છું અને સાતમી અણુમાનીતી છે; પ્રધાન કાંઇ મારી સભા વચ્ચે મશ્કરી કરો છો કે આ દેવાંશી કુંવર તમારો છે એ કેવી આશ્ચર્યની વાત છે. એવું સાંભળી પ્રધાને વિચાર કર્યો કે હવે બધી વાત વિગત સહીત કહ્યા વગર છુટકો નથી એમ વીચાર કરી રાજાને કહે છે કે મહારાજ આપને શીવજીએ પ્રસન્ન થઇ કેટલાં ફળ આપ્યાં હતાં રાજાએ કહ્યું સાત આપ્યાં હતા તે મેં મારી માનીતીઓને આપ્યાં ત્યારે પ્રધાને કહ્યું તમે તો અંતર રાખ્યો પણ સાગાનો બેલી ઇશ્વર છે, માટે તે સાતે ફળ છ રાણીઓ મળી ખાઇ ગઇ અને તેના છોતરાંને ગોટલા બારીએથી રસ્તામાં નાખી દીધા તે તમારી અણુમાનીતી દામાવંતીએ દાસી પાસે મંગાવીને તેને વાટીને રાખ કરી મને બોલાવી બધી હકીકત કહી મારી સામે તે રાખ પી ગઇ તેથી તે ગર્ભ રહ્યો અને પુરે નવ માસે આ દેવરૂપ કુંવર જન્મ્યો છે, એ પણ તમારોજ કુંવર છે, તે મહા પરાક્રમી નીકળી નવખંડમાં પોતાનું નામ રાખશે એવું સાંભળી રાજા કહે છે કે મારો કુંવર હોય તો મારી સામે આવી મને સલામ કરી ઉભો રહે. તે સાંભળી ગજરામારૂજી કહે છે કે હું કોઇને સલામ કરતો નથી અને કરૂં છું તો સાત જણને કરૂં છું, તે

સાંભળી રાજા કહે છે કે એવા સાત મોટી પદવીવાળા છે કે જેને તું સલામ કરે છે ત્યારે કુંવર કહે છેઃ—

દુહા—પહેલી સલામ મારી માતનેરે, જેણે નવ માસ રાખ્યો પેટરે; જેણે કષ્ટ પામીને ઉછેરીઓ મારી ઘણી એક કીધી વેઠરે મારી બીજી સલામ જગદેશ્વર મહાદેવનેરે જેણે માતાના પેટમાં ગર્ભજ આપ્યો જેણે, જઠરાગ્નિમાંહી જાળવ્યો મારી રક્ષા ઘણેરી કીધીરે મારી ત્રીજી સલામ મારા પ્રભુજીને, જેણે બહાર આપ્યો અવતાર; જેણે જીવન લગી જશ આપશે, એતો મુવે ઉતરે ભવપાર, એ તો૦ ચોથી સલામ મારા રેવંતને, એ તો રણમાં રમાડી લાવે ઘેરરે એ તો૦ ગામ થકી ટળે પરગામરે, એની કાંઇ ન જાણે પ્રેરરે. એની૦ પાંચમી સલામ મારી તરવારનેરે, એ તો રણમાં કરે મોટા ઘાવરે એતો૦ દુશ્મન દુર રહે દેખીને, મારૂં તે ખુડતુ તારે નાવરે, મારૂ૦ છઠ્ઠી સલામ મારી ઢાલનેરે એતો રણમાં હઇયા કેરી ઓથરે મારૂ૦ દુશ્મન જોઇ ઝડપ લે ઉઠતીરે. મારી પડતી બચાવે લોથરે મારી૦ સાતમી સલામ ધરતી માતનેરે, એતો મુવા જીવતાનો વિશ્રામરે, એતો પ્રાણી સૌ એને આશરેરે, સાચુ મરવાનું એતો ઠામરે સાચુ૦

હે રાજા પ્રથમ સલામ મારી માતાને કરૂં કે જેણે મહા દુઃખ વેઠીને નવ માસ પેટ રાખ્યો અને જન્મ થયા પછી પણ મારા માટે બહુ કષ્ટ વેઠી મોટો કર્યો બીજી સલામ જગદેશ્વર મહાદેવને કે જેણે મારી માતાના ઉદરમાં ગર્ભ આપ્યો. અને જઠરાગ્નિથી જાળવી રક્ષણ કર્યું ત્રીજી સલામ જગકર્તા પરમેશ્વરને કે જેણે મને અવતાર આપ્યો અને જીવીશ ત્યાંસુધી મારી કીર્તી વધારી અંત સમયે મોક્ષગતિએ પહોંચાડે. ચોથી સલામ મારા રેવંત ઘોડાને કે જે ગામ પરગામ લઇ જાય અને મહા અરણ્યમાં કુશળ કલ્યાણ ઘેર લાવે પાંચમી સલામ મારી તરવારને કે રણસંગ્રામમાં શતરૂનો નાશ કરી ફતેહ પમાડી

મારો જીવ બચાવે છઠ્ઠી સલામ મારી ઢાલને કે દુશ્મનના આવતા ઝટકા ઝીલી લઈને મારી લોથ પડતા બચાવે અને સાતમી સલામ ધરતી માતને કે જેની અંદર જીવતાને જગા આપે છે. અને જેમાંથી પેદા થઇ તેમાંજ સમાવાનું એ સાત જણુ સીવાય બીજાને સલામ કરનાર નથી તમને તો મારા ઘોડાને ચાલતાં રજ ઉડે એટલી પણ સલામ ભરનાર નથી એવાં કુંવરનાં વચન સાંભળી રાજાને અત્યંત ક્રોધ ચડયો એટલે બોલ્યો કે અરે ચાકર હાજર છે? ઝટ તલવાર લાવીને આ કુવરનું મસ્તક છેદી નાખો એવા શબ્દ સાંભળી ફુલસંગ વજીર જે પાસે બેઠેલા હતા તે બોલી ઉઠયા કે હે મહારાજ આપ એ શું બોલ્યા તમે કોનું મસ્તક છેદાવો છો ખબરદાર જો અવીચારથી હાથ ઉપાડશો તો પછી ઘણો પસ્તાવો થશે એ રીતે પ્રધાનનું બોલવુ સાંભળી હીંમત ચાલી નહિ એટલે પ્રધાને રાજાને કહ્યું કે મહારાજા એ કુંવરને એની મા આપની પાસે મોકલવાની ના કહેતી પણ તેનું દેવરૂપ તથા પરાક્રમ દેખાડવાને અને તમામ ખાડીબા મેડીઆ કુંવરને જોઇ તમે તથા સર્વ સભાજનો શોકાતુર રહ્યા હતા તેમને રાજી કરવા બળાત્કારે લાવ્યો છું એવી શરતથી લાવ્યો છું કે એને કુશળ કલ્યાણથી એની માતાના હાથમાં સોંપું પછી આપ ગમે તે કરજો એમ કહી કુંવરની આંગળી પકડી પ્રધાન સભામાંથી ઉઠી દામાવંતીના મહેલ ભણી જવા નીકળ્યો એટલે સર્વ સભાના લોકો રાજાને સલામ કરી પોત પોતાને ઘેર ગયા અને સભા વિસર્જન થઇ હવે રસ્તે ચાલતાં એક નેવું વરસની ડોશી હાથમાં લાકડી લઇને ચાલી જતી હતી તેને જોઇ ગજરામારૂએ પ્રધાનને કહ્યું.

આ ઘરડી ડોશીને બોલાવો મારે કાંઇ વાત પુછવી છે આ સાંભળી વજીરે ડોશીને બોલાવી એટલે મારૂ ડોશીને પુછે છે કે ડોશીમા તમને કેટલાં વરસ થયાં? ત્યારે ડોશીએ કહ્યું કે બેટા નેવું

વરસ થયાં ત્યારે તો તમને સો સવાસો અને પોણુસો વરસની નજરની જોયેલી અને પાછળના ગામના ઘરડાઓ પાસેથી સાંભળેલી વાત યાદ હશે! ત્યારે કહો આ ગામમાં જશો જામ રાજ્ય કરે છે તેમના વડીલોના વારસ કે પોતાને મળેલું છે તે સાંભળી ડોશી કહે છે કે બાઇ પચાસ વરસની આગળ વીરાજી કરીને ઠાકોર હતો તેનું અહીં રાજ્ય હતું તે ઘણા વરસ ભોગવી અંતે તેનો મરણુ દીવસ આવ્યાથી જસાજામને મળ્યું છે. કુંવરે કહ્યું વીરાજીના વંશમાં કોઇ જીવે છે કે નહી ત્યારે ડોશી બોલી કે તેના દીકરાનો દીકરો સોળ વરસની વયનો છે તે સાંભળી કુંવરે ખીસામાંથી સોનાની વીસ મહોરો કાઢી ડોસીને આપી અને કહ્યું કે ડોસીમા એ છોકરાને આ ક્ષણે મારે મહોલે તેડી લાવો એવું સાંભળી ડોસીને મહોર મળ્યાથી પગમાં ખુબ જોર આવ્યું એટલે તે કુંવરને કહે છે કે હમણાંજ તેડી લાવું એમ કહી લાકડીના ઘોકા વગર ચલાતું નહોતું ધનના જોરથી લાકડી ખભે મુકી વીસ વરસના જુવાન માણસની બરાબર ડોસીએ ચાલવા માંડયું હવે બન્ને જણ મહોલે આવ્યા મારૂજીએ પોતાનો પોશાક ઉતારી બીજો ઘરમાંનો પોષાક પહેરીને ખુરશી ઉપર આસને બેઠો અને બીજી સામી બાજુએ ખુરશી નાખી વજીરને બેસાડયો બેઉ જણ વાતો કરે છે એટલામાં તો ડોશી ઝડપથી વીરાજીના પુત્રને લઇ આવી અને કહ્યું મહારાજ તમારૂં કામ કર્યું હવે હું રજા માગું છું એમ કહી ડોસી પોતાને ઘેર ગઇ એટલે મારૂજી પુછે છે કે તમારૂં નામ શું? છોકરો કહેછે મારૂં નામ ધીરાજી મારૂએ તેને ખુરશી આપી બેસાડયા અને કહ્યું કે તમારા વડીલો કોણ હતા તે સાચું કહો ધીરાએ કહ્યું આ ગામમાં મારા બાપના બાપ વીરાજી રાજ્ય કરતા હતા પણ દૈવયોગે તેમના દહાડા નબળા આવ્યાથી એ રાજ્ય જસા-જામના હાથમાં ગયું તેને મારા બાપ વિરાજીએ જાગીર આપી

છે તે ઉપર મારો ગુજારો ચાલે છે મારૂ કહે છે કે ગામમાં કોઇ તમારી બીજી જમીન છે ધીરાજી કહે છે કે છે તો ખરી પણ તેમાં જુના ઘરો હતાં તે પડી ગયાં હશે તો ફકત હજાર વીઘા છુટી ભોંય છે તે પણ અવાવર છે તેમાં લોકો છાણું થાપે છે ને તે વિષે રાજાને અરજ કરી છે પણ તે કાંઇ દાદ આપતા નથી, મારૂ કહે એ ભોંય વેચાતી રાખું તો તમે શું લેશો? ધીરાજી કહે એક હજાર રૂપીઆ લઇશ. મારૂ પ્રધાનને પુછે છે કેમ પ્રધાનજી આ વાતમાં આપનો શું વિચાર છે વજીરે વિચાર્યું કે કુવર નાની વયમાં મોટો પરાક્રમી નિકળ્યો, એના બોલવા ઉપરથી સાફ જણાય છે કે આગળ જતા રાજ્યાધીકારી પણ એજ થશે કેમકે માનીતીને છએ છે તે ખાંડીયા મેડીયાં લુલાલંગડા બોબડા છે તે કાંઇ રાજ્ય ચલાવનાર નથી માટે આપણે એ કુવરોનું કાંઇ કામ નથી આપણે તો મારૂજી સાથે ભલું રાખવું એવું વિચારી ઉત્તર આપ્યો કે મહારાજ આપની મરજી છે તો સુખેથી લ્યો, પણ મારી સાથે બજારમાં પ્રેમાનંદ પરિખની દુકાને ચાલો કે ત્યાં દાખલ કરીને સહી શાખ કરાવીને નાણું આપીએ, પછી ત્રણ જણ બજારમાં ગયા, ત્યાં દુકાન ઉપર બેસી લખત કરી સહી કરાવી એક હજાર રૂપીઆ રોકડા પારેખ પાસે પરખાવી આપ્યા વળી ઉપરથી સાલ પાઘડી તથા કસુંબી મંડીલ વીગેરે પાંચસો રૂપીઆનો પોષાક આપી ખુબ રાજી કરી વિદાય કર્યો એટલે પોતાને ઘેર ગયો મારૂજીએ પ્રધાનને કહ્યું કે આપને મેં બહુજ શ્રમ આપ્યો તેની ક્ષમા કરવી પણ કાલે સવારે આ શહેરના હુશીયાર કડીઆ અને મીસ્ત્રીને બોલાવી મારી પાસે આવજો કેમકે એક મોટો અને સારો મહેલ બાંધવાનો છે. કામમાં તમારે પોતાનાથી બનતી મહેનત લેવી પડશે પ્રધાન કહે વારૂ મહારાજ એમ કહી પોતાને ઘેર ગયા સવારે ઉઠીને પોતાના ચતુર કારકુનને બોલાવી કહ્યું કે

કામાવંતીના પુત્ર ગજરામારૂજીને એક સુંદર રાજમહેલ બંધાવવો છે માટે આપણા નગરમાં જે સહુથી સરસ પંકાયલા કડીયા સુથાર અને મીસ્રીઓ છે તેને મારી પાસે બોલાવી લાવો. ખબરદાર આ વાત કોઇને જણાવશો નહી એમ કહીને કારકુનને મોકલ્યો એટલે તે તરત કડીયા સુથાર મીસ્રીને બોલાવી લાવ્યો અને તેમને ફુલસંગ મજરામારૂજી પાસે આવ્યો તેમને જોઇ મારૂજીએ તરત આદરમાન દઇ આસન આપી બેસાડી પુછ્યું કે હે કડીઆ સુથાર મીસ્રીઓ આ ગામમાં મારે એક હજાર વિઘાં ભોંય ઉપર એક મોટો ને સુંદર શોભાયમાન રાજમહેલ બાંધવો છે કે જેની અંદર બાગબગીચા નાના પ્રકારનાં પુશ્પોના ઝાડ તથા ફુવારા વગેરે બાંધી ઘણું મજબુત અને શોભાયમાન કામ બનાવવું છે વળી જે કામને એક વરસ લાગે તેની જગાએ વધારે કારીગર રાખી છ માસમાં તઇયાર થાય તેમ કરવું છે એ સાંભળી કડીઆ સુતારના મીસ્રી બોલ્યા કે મહારાજ આપ જેવું મનમાં ચાહો છો તેથી સરસ અને જલદીથી બાંધી તઇયાર કરી આપીશું તે વિષે નિશ્ચંત રહેવું એવા ઉતર મળતા મારૂજી પ્રસન્ન થયા ને ફુલસંગ વજીરને ભલામણ કરી, જોશી પાસે મહુર્ત જોવરાવી કામનો આરંભ કરાવ્યો પ્રથમ જગા વાળી સાફ કરાવીને તેનું કામ લઇને પાયો ખોદી કામ ચલાવવા માંડયું તે કામ મધ્યે જે કાંઇ સામાન જોઇએ તે પ્રધાનના ફરમાવ્યાથી તેના માણસો તરત લાવી હાજર કરે એટલે કડીઆ સુથારને કશી ચીજ વગર ખોટી થવું ન પડે ને માણસો પણ વધારે રાખી ઘણું ઉત્તમ નકસી કામ કરાવ્યું એમ કરતાં છ માસ ગયા એટલે તે રાજમહેલ એવો બન્યો કે જશાજાયના મહેલ કરતાં પાંચમે કોસના બીજા રાજાઓના મહેલ કરતાં પણ ઘણોજ શોભાયમાન કર્યો એટલે રૂડું જોઇ વાસ્તુ કર્યું તે સર્વ કારીગરોને યોગ્યતા પ્રમાણે સીરપાવ આપ્યો મહેલની વચોવચ એક મોટો ચોક રાખ્યો તેમાં જુદાજુદા ભાગ પાડી બાંધણી લીધેલી

તેના નામ પણ જુદાં જુદાં પડયાં એકનું નામ રંગમહેલ ત્રીજો આરસમહેલ ચોથો વીલાસમહેલ પાંચમો નાટકમહેલ, છઠો રાજકચેરી ભરવાનો મહેલ સાતમો ઇશ્વર સ્તુતી કરવાનો તથા ભકિત મહેલ, એ રીતે ૭ મહેલમાં ઝરુખા ગેલેરીઓ તથા અગાસીઓ વગેરે જુદી જુદી રચનાએ બનાવેલો છે ચારે ફારે ફરતો કોટ કરી તેમાં નાના પ્રકારના ફળદાયક ઝાડ તથા સર્વ જાતના પુશ્પોના ઝાડવાળો ઘટાબંધ બગીચો બનાવેલો તેમાં આંબાજાંબુ સીતાફળ દાડમ મરળ નારીએળ કેળ અને સાંધતા ગાલી તે ઉપર નાના પ્રકારના વેલાઓ આવી તેને ઝાડ ઉપર અને માંડવા ઉપર ચડાવી દીધેલા છે તેથી તેની શોભા બહું સુશોભીત દેખાય છે વળી આરસપહાણનો સુંદરફુવારા મુકી તેની ફરતી બેઠકો બનાવેલી જોતાંજ સર્વને બહુ દુખ ઉપજવા લાગ્યું એ રીતેના ઉત્તમ મહેલ જે એક વાર જુવે તે જ્યાં જ્યાં ત્યાં સદાય તારીફ કરે તે સાંભળીને દેશવિદેશના લોકો જોઇ બહુ પ્રસન્ન થાય ને વિચાર કરે કે આ મહેલનું કામ દેવનાઇ મહેલની સરખું દેખાય છે એ રીતે સર્વેને ખુશી થએલા જોઇ મારૂજી ફુલસંસ વજીરને કહે છે કે જોશી મહારાજે આજે સભા ભરવાની મત આપશે તે પણ જે રાજસભામાં બેસનાર પુખ્ત ઉંમરના થોડાક માણસો રાજની કચેરીમાં જવાનું મુકી મારી કચેરી એકાએક આવશે નહિ માટે તમે આ ગામના વેપારીઓના છોકરાઓ જે રસ્તામાં રમતા હોય તેને સમજાવીને કહે કે તમે ગજરામારૂજી પાસે રમવા જાઓ ત્યાં તમને પણ માન મળશે એવું સાંભળી વજીરે ગામનાં છોકરાઓને જાહેર કર્યું કે તમે ઉત્તમ પોષાક પહેરીને મારૂ જીને મહેલે રમવા જશો તો તમને બહુ માનપાન અન મીઠાઇ મેવા વગેરે ખાવા મળશે એવી લાલચ મળતા છોકરાઓ ઉત્તમ પોષાક પહેરી તરત મારૂજી પાસે આવ્યા એટલે તેઓને પોતાની શણગારેલી કચેરીમાં ગાદી તકીયા ઉપર બેસાડા બહુ અંદરમાન દીધું પછી

છોકરાઓને ન ચડે તેવો પાતળો કસુંબો કહાડીને પાયો પછી પીસ્તા બદામ ચારોળી સંતરા ને બીજા લીલા મેવા તરેહ તરેહના આપ્યા ? તે બાદ કઢેલા દુધમાં સાકર એલચી જાયફળ વગેરે નાંખેલું મસાલેદાર દુધ પાયું અને છેલ્લીવાર તેઓને સોનેરી વરખના પાનનાં બીડાં તથા ગુલાબના તોરા આપી બહુજ પ્રસન્ન કર્યા છેલ્લીવાર કચેરી બરખાસ્ત થતી વેળાએ મારૂજીએ સરવે છોકરાઓને કહ્યું કે મારા સ્નેહી મિત્રો આજે તમોએ મારા મહેલમા આવી મને બહુજ આનંદ ઉપજાવ્યો છે તેથી હું તમારો આભાર માનું છું એમ કહી સર્વને વીદાય કર્યા તે વેળાએ કહ્યું કે મીત્રો તમો દરરોજ સવારે તથા સાંજે આવશો બધાએ વીચાર કર્યો કે આજે તો બહુજ મોજ મળી છે વળી કુંવરનો ભાવ છે તેથી આપણે ભેગા થઇ નીત્ય ત્યાં જઇશું પછી બીજે દીવસે સોના બશો ભેગા થયા ને કચેરીમાં જઇ માનપાન પામી ઘેર આવ્યા. આ રીતે પાંચ દીવસમાં વધતાં વધતાં પાંચસો છોકરા એકઠા થયા. તેઓ દીવસે દીવસે અધીક સુખ પામવા લાગ્યા ને મારૂજીએ પણ જે આવે તેને ઘણું માન દેવા માંડયું તેની કિર્તી સાંભળી ગામનાં અફિણીયા પણ થોડા થોડા જવા લાગ્યા. તેમને જોઇએ તેવો જાડો કસુંબો પાઇને મારી પાસે આવજો આપણે પરસ્પર મળી આનંદ પામશું એ રીતે કહી સરવેને વીદાય કર્યા પછી છોકરાઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે નાનાં પ્રકારના મેવા તથા દુધ સાકર મળવા માંડયું એટલે અફીણી ભાઇ જ્યાં ત્યાં ખુબ તારીફ કરવા લાગ્યા તે સાંભળી મોટી ઉમરના અને સારા માણસો સભામાં બીરાજવા માંડયા અને છોકરાઓની સંખ્યા બંધ થઇ એમ કરતાં રાજાની કચેરીમાં નીત્ય જનારા રજ-પુત અફીણીઆ તથા બીજા લોકો સર્વ ગજરામારૂજી પાસે આવીને મન માન્યાં અફીણ કસુંબા પોતે તે ઉપર મીઠાઇ મેવા તથા દુધ

વીગેરે પીને કેફની લહેરીમાં કેટલાક ઝોકા માર્યા કરે. અને કેટલાક રંગમાં આવી ઘણા રમુજી ભરેલા ગપાટા મારી મારૂજીને અને બધી કચેરીને ખુબ ખુબ હસાવે છે એ રીતે છ માસમાં રાજાની કચેરી તુટીને મારૂજી પાસે ભરાવા માંડી એટલે રાજા જસાજામે પોતાના ફુલસંગ વજીરને કહ્યું કે હે વજીર આપણી સભામાં જે સાડાસાતસો અફીણીયા આવતા હતા અને બીજા પણ કેટલાક માણસોનો ખુબ જમાવ થતો હતો તે હવે કેમ આવતા નથી, તે સાંભળીને પ્રધાન કહે છે કે મહારાજ અફીણીઆ લોકને તો કસુંબો મળ્યો એટલે ત્યાં આસન વાળી બેસે છે અને બીજા લોકોમાંથી કેટલાક પરગામ ગયા હશે કોઇ માંદા પડયા હશે અને કેટલાક મરી ગયા હશે માટે માણસોનો જમાવ ઓછો થાય છે એમ કહીને રાજાને સમજાવ્યો પણ મારૂજીની વાત પોતે જાણે છે તે કહી કેમકે વજીરને મારૂજીનો દિવસે દિવસે પ્રેમ વધતો ગયો એટલે પ્રધાન પણ તમને સદાય રાજીમાં રાખે એમ કરતાં બેસીને એક ગામમાં આવી પહોંચ્યો તે રસ્તે જતાં ગામના રહેવાશી લોકોને પુછે છે હે ભાઈ આ ગામમાં રાજા નીત્ય અફીણ કસુંબા રાવણું કરે છે કે નહી તે સાંભળી પુરવાસીએ ઉત્તર આપ્યો કે ભાઇ ઉભી બજારે ચાલ્યા જાવ ત્યાં એક સુંદર મોટો મહેલ આવશે તે મહેલમાં અણુમાનિતિ રાણી હામાવંતીનો પરાક્રમી પુત્ર ગજરામારૂ છે, તે તમને ચડે ઘોડે તરત કસુંબો પાઇ પ્રસન્ન કરશે બાકી જસાજામ રાજા પાસે જતા વેંત તરતજ કસુંબો મળશે નહિ એવા વચન સાંભળીને બંધાણી બાટ મારૂજીના મહેલની સામે ચાલ્યો એટલે બારીમાંથી મારૂજીએ બાટને દુરથી આવતો જોયો ને મનમાં તરત પરીક્ષા કરી કે આ ખરા બંધાણી બાટ આવે છે તે કસુંબો પીવાના આશાએ ઝડપથી આવે છે એવું વીચારી પોતાના ત્રણ ચાકરને બોલાવીને કહ્યું કે પેલો દુરથી ઘોડે બેસીને બંધાણી આવે છે તે

બંધાણી મહેલ નજીક આવે તે પહેલાં એક જણ માળવી અફીણને વાડકો કસુંબો કહાડી તેમાં કેશર ઘોળીને એક તાસળી ભરી તૈયાર કરી તેને હાંક મારીને થોડો તરત કસુંબો પાઇ દો બીજાને કહ્યું કે દુધ સાકર કઢેલું તૈયાર છે તેમાં વાટેલી એલચી નાંખીને તાસળુ ભરી કસુંબા ઉપર પાજે અને ત્રીજા ચાકરને કહે છે પાઘડી ૧ રૂ. ૨૫ ની અને ૨૫ રૂ રોકડા લઇ તું પણ જા તે કસુંબો પીને પાછળથી ત્રણ ચાકરો કહ્યા પ્રમાણે વસ્તુ લઇને નીચે જઇને ઉભા રહ્યા એટલે ભાટ આવી પહોંચ્યો, તેને હાક મારી ઉભો રાખ્યો ને વિનંતી કરી કહ્યું કે અમારા મારૂજીએ કહ્યું છે કે આ તાસળીમાં આપને યોગ્ય કસુંબો છે તે પીતા જાઓ. તે સાંભળી ભાટ તરત ગટગટાવી ગયો એટલે બીજાએ દુધ સાકર આપ્યા તે પણ પી ગયો એટલે ત્રીજાએ સેલુ પાઘડીને ૨૫ રૂપીઆ રોકડા આપ્યા તે લઇ ખુશી થયો. આ બનાવ મારૂજી પોતે બારીએ ઉભા રહીને જોતા હતા તેથી ભાટ પોતાના મનમાં સમજ્યો કે આ કોઇ મહા દેવાંશી રાજકુંવર છે માટે મને ઘણું માન આપી પ્રસન્ન કર્યો એમ જાણી ભાટે મારૂજીને સલામ કરી કહ્યું કે હે ઉદાર મનના રાજકુંવર જેવું મને માન આપે છે તેથી સહસ્ત્રગણું માન પરમેશ્વર તમારી વૃદ્ધિ પમાડો એમ કહી ભાટ ચાલી નીકળ્યા જસાજામના મહેલ આગળ પોતાનો ઘોડો બાંધી તે દરવાજાના સીપાઇને ભલામણ કરી પોતે રાજાની કચેરીમાં જઇ ઉભો રહ્યો પણ તેનો કોઇએ સત્કાર કર્યો નહી તે જોઇ ભાટે વીચાર કર્યો કે મે સલામ કરી પણ કોઇએ મારી સલામ સરખી લીધી નહી તો આ ઠેકાણે ઉભા રહેવું યોગ્ય નથી. વળી માનીતીના ૭ પુત્રો જે બાંડીઆ અહીંઆ હતા તેને પણ ઓળખીને ભાટ કોપાયમાન થઇને કહે છે.

દુહાઃ—ખાંડીએ મીંડીએ લુલે લંગડે કાંઇ લજવી માર્યું બધું
ામરે કાંઇ ધન્ય અણુમાનીતીના કુંવરનું નવખંડ રહેશે નામરે એનુ
વ ખંડ. એવી રીતે ભાટને મોઢે કવીતા સાંભળીને બહુજ કોપાયમાન
ઇને બોલ્યા કે અરે કોઇ હાજર છે કે નહી એવો શબ્દ સાંભળીને
ાકરો બોલ્યા કે હાજર સાહેબ, શો હુકમ છે રાજા કહે છે કે હમણા
। હમણાં અણુમાનીતીના કુંવર ગજરાને જઇ કહો કે આ ક્ષણે તારા
ાપનો એવો હુકમ થયો છે કે તને દેશપાર કરવો માટે જ્યાં સુધી તારા
ાપની હદ છે ત્યાં સુધી તારે રહેવું નહી કદાપી એ હુકમને માન્ય
ાહી કરે તો તને તારા જીવથી મારી નાખવામાં આવશે એ રીતે કહો
। માને તો સારૂ નહિ તો તેને બાંધીને મારી પાસે લાવજો એ રીતે
ાજાનું બોલવું સભામાં બેસનાર સર્વે માણસે સાંભળી પણ કોઇ
ાકરની એ હીમત ચાલી નહીંજ એ વર્તમાન કહેવાને તૈયાર
ાય એમ કોઇ બોલ્યું નહી ત્યારે રાજા બહુ કોપાયમાન થઇને કહે
ે કે અત્રે શું ક્ષત્રીમાંથી પાણી જતું રહ્યું એવી રીતે રાજાનો
ોલ સાંભળી કચેરીમાંથી પાંચ સાત મુસલમાન સીપાઇ
ોલ્યા કે મહારાજ આપના હુકમ શીર ધર કર હમ જાતે હે ઓર
ો આપને કહા સો ગજરાકુ બોલ દેઇગે એ બાતકી ઝરા ફીકર
મત રખીયો, એવું કહી સીપાઇ મારૂજીના મહેલ ભણી જવાને નીકળ્યા
ે રસ્તે ચાલતાં વીચાર કરી માંહોમાંહે બોલવા લાગ્યા કે રાજાકા
હુકમ શીરપર ઉઠાયા તો સહી પણ ઓ લડકેકી સારા ગામમે બહોત
તારીફ હોતી હે એ માનીતીકે લડકે ખાંડીએ મીંડીએ લુલે લંગડે
કુછ રાજ કરનેકે નહી પાંચદીન અગાડી પીછાડી ગજરામારૂ રાજ કરેંગે
એ ઉસ્કે ખાતર વહાં જાકે કુજ અબેતબે મત બોલના કયું કે મારૂજી
બડા નશીબદાર હે સો રાજ કરેગા તબ અપનેકું ઉસકી નોકરી

ઉઠાકર ખાનેકા હૈ ઉસકે ખાતર બડી લાયકી હે દો સુકન જોઇને આવી રીતે સીપાઇઓએ વિચાર કર્યો ને તરત મારૂજીના મહેલ પાસે આવ્યા ત્યાં કચેરી ભરાયેલી જોઇ સીપાઇ ભાઇ તો આશ્ચર્ય પામી ગયા એટલે કચેરીમાં જવાને કોઇની હીમત ચાલી નહી ને એક બીજાને કહે છે કે ભાઇ મેરી જીગર ચલતી નહી કે જાકર બોલું એ રીતે સરવે હીંમત હારી ગયા પછી છેવટે તેમાં બે પુખ્ત ઉમરના બુજરગ સીપાઇ હતા તે બોલ્યા કે મારૂજી પાસ જાકર લાયકીસે બોલને સીવાય છુટકા નહી હે એમ કહીને પાસે જવા માંડયું તે જુવે તો રાજા જસાજામની કચેરીમાં જે અરીણીયા હતા તે સરવેને જોયા ને તેઓ અરીણુ કસુંબા પી બહુ ગપાં મારે છે તે જોઇ એક સીપાઇ બીજાને કહે છે કે અબે દેખો તો સહી કયા મઝા ચલ રહી હૈ એ મેરે બેટે સારે ગામકે અરીણીએ તો સબ ઇધર આકર કુસુંબા પીકે કયા ગપાટા હાંક રહે હૈ ઓર જો કુછ કચેરીકી મજા તો સબ યહાં અપની રાજાકી કચેરીમે કયા ધુળ ઉડતી હે એ રીતે એક બીજાને કહે છે પછી આગળ જુવે છે તો કેટલાક અરીણુ ગોળી રહયા છે તેની સાથે બીજા પાંચ સાત જણુ બેઠેલા છે તે મધ્યે પીસ્તા બદામ ચારોળી સાકર અંજીર વગેરે સુકો મેવો વીણીને સાફ કરી એક ખુમચામાં મુકે છે મરકતી દાડમ ફોલી તેમાંથી દાણા કાઢે છે ને સીતાફળ જામફળ મીઠાં લીંબુ નારંગી પાકાં કેળા અને ખજુર વગેરે ફોલી એક રૂપાના ખુમચામાં જુદી જુદી ઢગલીઓ કરે છે, ચોથો પાકાં પાનને ધોઇ સાફ કરી તેને કાથો ચુનો લગાવી તેમાં સફેદ સેવંતરાની સોપારીનો ભુકો તે મધ્યે એલચી જાયફળ વગેરે મુકી તેનાં બીડાં બનાવે છે એક પાંચમો જેમ ઘટે તેમ આપી આદરમાન દે છે અને જે કોઇ બહારથી આવે તેમની પાસે કેટલા

અમીર ઉમરાવ બેઠા છે તે સામે અફીણીયા રજપુત નીશામાં ચકચુર થઇ ખુશ રંગમાં આવી તરહ તરહનાં ગપાં મારી રહયા છે અને કેટલાક ભાટ ભવઇયા એવી તો રસીક વાત કરે છે કે જેથી મારૂજી અને આખી સભાના લોકો ખડખડ હસી આનંદ પામે છે એવી રીતનો દમામ જોઇ સીપાઇઓ પોતાના મનમાં બહુ આશ્ચર્ય પામી ગયા અને વીચારમાં પડયા કે આપણાથી આવા ધર્મ ધુરંધર કુંવરને મોઢે હલકી વાત કેમ બોલાય ? એવું ધારી કચેરીમાં ઉભા રહયા. મારૂજીએ તેમને પાસે બોલાવ્યા અને ચાકરોને કહ્યું એમને કેસરી કસુંબો પાઇ ઉપર તેમને સુકો મેવો આપો આ સાંભળતાંજ ચાકરોએ બધા સીપાઇઓને કુસુંબો પાઇ તરેહવાર મેવા આપી પાન સોપારી આપ્યા તે ખાઇ સ્વસ્થ થયા પછી મારૂ પુછે છે કે હે ભાઇઓ તમે અહી શા કામ માટે આવ્યા છો ? તમારા મનમાં હોય તે કહો આ સાંભળી બે શાણા અને ઘરડા સીપાઇ હતા તે બોલ્યા મહારાજ અમે આપની પાસે કંઇ સમાચાર કહેવા આવ્યા છીએ પણ કહ્યા વગર છુટકો નથી એવું સાંભળી મારૂજીએ કહ્યું કે ભાઇઓ તમારે જે કાંઇ કહેવાનું હોય તે સુખેથી કહો કેમકે જે કાળે જે વસ્તુ બનવાની હોય છે તે બન્યા વગર રહેતી નથી માટે આ સંસારમાં સુખ દુઃખ લાભ અને ખોટ એ સદાય માણસો ઉપર પોતાની અવધીએ આવી પડે છે તો તેનો હરખ શોક શાણા માણસો કરતા નથી, માટે તમે સુખેથી કહો.

આવી રીતે મારૂજીએ હીંમત આપી એટલે તે બોલ્યા કે મહારાજ આપની નાની ઉમર છે તોપણ આપનામાં જે વિવેક વિચાર અને દયા છે એ વખાણવા જોગ છે તેથી અમારાથી બોલી શકાતુ નહોતુ પણ આપ ધીરજવંત આશા આપો છો ત્યારે કહીએ છીએ કે

તમારા પિતા જસાજામ રાજાએ એવો હુકમ કર્યો કે તું આ ઘડીએ મારૂં નગર છોડી દુરદેશાવર જતો રહે જ્યાં લગી મારા રાજની છાંયા પડે ત્યાં લગી તારે રહેવું નહીં અગર ના પાડયા ઉપર રહીશ તો તને મુસ્કેટાટ બાંધી મારી સામે મંગાવી તારો જીવ લેવામાં આવશે માટે મારો કહેલો સમાચાર સાંભળી તારે એક પળવાર પણ ઉભુ રહેવું નહી એવી રીતે હુકમ કર્યો છે તે તમને કહયો આ સાંભળી મારૂજી બોલ્યા એમાં તમારો કાંઇ ગુન્હો નથી તમો તમારા રાજાને જઇ કહો કે ગજરામારૂજીએ કહ્યું છે કે મેં જે જમીન ઉપર મહેલ બાંધ્યો છે તે જુના રાજાના વારસ પાસેથી વેચાતી લઇ બાંધ્યો છે માટે હું કાંઇ તમારી જમીનમાં રહ્યો નથી તેથી તમારા કહ્યાથી તો જનાર નથી પણ મારી જન્મ પત્રીકામાં એવું લખ્યું છે કે મારી બાર વરસની ઉમર થશે એટલે વનવાસ જવું પડશે તે મુદત નજીક આવી છે તેથી મારી મેળેજ જઇશ બાકી તમારો કાઢયો કદાપી જનાર નથી એમ કરતાં તમારે લડાઇ કરવી હોય તો લડવાને તૈયાર છું એ પ્રમાણે જઇને કહેજો બાકી જેમ તમને રૂડુ લાગે તેમ કહેજો એ પ્રમાણે મારૂનો ઉત્તર સાંભળી સીપાઇ જસાજામની પાસે આવી વિગત શુદ્ધાં સર્વે હકીકત કહી સંભળાવી રાજા મોટા વિચારમાં પડયો અને પોતાના ફુલસંગ વજીરને કહેવા લાગ્યો કે હે પ્રધાન ગજરોકુંવર આવો આકરો જવાબ મને આપે છે પ્રધાન કહે મહારાજ એ કુંવર ખરૂં કહે છે કેમકે એ જુના રાજની જમીન તેના વારસ પાસેથી લઇ મહેલ બાંધી રહ્યા છે એવું સાંભળી રાજાએ વિચાર કર્યો કે પેટ પાક્યું ત્યાં પાટો કયાં બાંધવો આ મારો જુને વજીર છે તે પણ એની તરફ બોલે છે માટે ખાલી વિરૂદ્ધતા વધારી શું કરૂં એમ ધારી પોતાના મનમાં જે વાત કરવાની હતી તે બંધ રાખી હવે મારૂજી પોતાના મહેલમાં ખાઇ પી મોજમજા મારે છે

એમ કરતાં એક દીવસ પોતાની જન્મોતરી જોશી મહારાજ પાસે જોવરાવી તેમણે કહ્યું મહારાજ આપને ૧૧ મું વરસ ચાલે છે. આપના ગ્રહો બળવાન છે પણ બારમું વર્ષ બેઠા પછી તરત તમારે વનવાસ જવું પડશે એમ જોઈ દક્ષીણા લેઇ ઘેર જતા હતા તેને દામાવંતીએ જોવા એટલે બોલાવીને પુછયું મહારાજ કેમ પધાર્યા હતા જોશીએ કુંવરની જન્મોત્રી જોવાના સમાચાર કહ્યા ને પછી પોતાને ઘેર ગયા બાદ દામાવંતી મહા ચીંતા કરવા લાગી કે ૧૨ મું વર્ષ થયા પછી કુંવર વનમાં જશે તો પાછો કયારે આવશે માટે માયામાં પડે ને તેની દયા જાણી કોઇ દહાડો પણ પાછો આવે એવો વીચાર કરી પોતાના આશ્રીત એક બ્રાહ્મણને બોલાવી કહે છે.

દુહો—વિપ્ર તુને વીનવુંરે તુંતો જાને જો સામે ગામે ગામેરે તુંનો૦ કુંવર જેવી રૂડી કન્યા લાવજે, મારૂ એટલું કરને કામ મારૂ રૂપગુણ કંઇ શોભતું, તેમાં ન હોય ખાંપણ ખોડ તે૦ જેથી ગજરો મારા મનમાંહી રહે તેવી મેળવ જુગતી જોડ તે૦ ગુણ નહી ભુલું હું તાહરા તને રાખીશ મારી પાસ, તને૦ ધન આપુ જોઇએ એટલું તારા મનની પુરીશ આશ. તારા૦

દામાવંતી કહે છે વિપ્ર વીરા તને વિનંતી કરીને કહું છું કે તને વાટે ખરચવા જે ધન જોઇએ તે આપું છું હવે તે લઇને તું ગામે ગામ જઇ સારી રીતે શોધ કરી અમારા ઘર લાયક કોઇ કુળવાન અને ગુણવાન કન્યા જોઇને તેના બાપના પણ ગુણની તપાસ કરી મારા કુંવર ગજરામારૂજીનું વેવીશાળ કરુ ॥ કરી પાછો અત્રે વહેલો આવજે હે ભાઇ તું બહુ ચતુર છે માટે મારૂજીનું મન રાજી થાય અને જોતામાં તરતજ મોહ પામે એવી કન્યા સાથે સગાઇ કરી અહી આવી વધાઇ, ખાઇશ તો તે વેળા તને સેલાપાઘડીના શીરપાવ પુષ્કળ ધન

આપી તારૂ દરિદ્ર દુર કરીશ એવું સાભળી બ્રાહ્મણ કહે છે કે બા
સાહેબ તમારી પરીપુર્ણ ખાત્રી છે માટે હાલ વાટ ખરચીના એકસે
રૂપીઆ આપો એટલે તરત પંથે પડી ગામેગામ શોધી કરીને તમ
અને મારૂજીને પસંદ પડે તેવી કન્યા ભણેલી તેવી કુળવા
તથા સ્વભાવે પણ ધણી ચતુર ને સારી વિદ્યા ભણેલી શોધી લાવુ
બ્રાહ્મણ બહુ પ્રસન્ન થઇ વિચાર કરે છે કે કમળાવતી નગરીના રાજાન
કુંવરી મારૂજીને યોગ્ય છે. માટે ત્યાં જઇ મારાથી બનતા પ્રયત્ન ક
ને જો ગુલાબસીંહ એ મારી વાત કબુલ કરે તો વધારે ભટકવું મટે
વળી રૂડી કન્યા મળેથી મારૂં પણ દરિદ્ર દુર થાય બાદ નગર ભણ
ચાલ્યો જાય છે હવે ગુલાબસીંહજીની કુંવરી ચંપાદે એક સરખી પ્રસં
ગોપાત વાત થતાં બોલી કે હે બ્હેન મારા સાંભળવામાં આવ્યું છે
માંડવગઢ શહેરમાં જસાજામ કરીને છે તેને સાત રાણીઓ છે તેમાં
માનીતી ને સાતમી અણમાનીતી છે ને રાજાને કંઇ સંતાન નહોવ
માટે વનમાં જઇ બાર વરસ સુધી જગદેશ્વર મહાદેવ પાસે તપ કર્યું
ત્યારે મહાદેવજીએ પ્રસન્ન થઇ રાજાને દર્શન દીધા ને પુછ્યું કે તા
કેટલી રાણીઓ છે. રાજાએ કહ્યું કે સાત એવું સાંભળતાં મહાદે
તેને આંબા ઉપરથી સાત કેરીઓ પાકી મંગાવી આપીને કહ્યું કે આ
તારી રાણીઓને ખવડાવજે તેથી તેમને પુત્ર થશે. એવું કહી મહાદે
અંતરધ્યાન થયા ને રાજા પોતાને ઘેર આવ્યા તેણે પોતાની માનીતીન
મહેલે આવી ફળ આપી કહ્યું કે બધાં મળી સરખે ભાગે વહેંચી ખાજે
એટલે પુત્ર થશે એમ કહી રાજા પોતાના :ઓરડામાં ગયા એટલે
માનીતીએ દગલબાજી કીધી તે છએ જણીઓ ખાઇ ગઇ ને તેન
છોતરાં ગોટલા બહાર નાંખી દીધાં તે અણમાનીતીએ દાસી પાસે
મંગાવી તેને વાટીને તેની રાબ કરીને શીવજી ઉપર ભરૂસો રાખ્યે
તેથી તેને શીવજી પ્રસન્ન થયા તેણે કરીને દેવરૂપ કુંવર જન્મ્યો

છે તેનું નામ ગજરામારૂ મહારૂપ ગુણુ ને પરાક્રમનો ભંડાર છે તે વર જેના પુર્ણ ભાગ્ય હશે તેને મળશે. માનીતીએ દગો કર્યો તેથી તેઓને ખાંડીઆ ને મીંડીઆ ને લુલા લંગડા કુરૂપ કુંવર જન્મયા છે. એવી સખીને મોઢે વાત સાંભળીને ઉત્તર આપ્યો કે પ્રીય સખી તું ખરૂં કહે ઇશ્વરની અકળગતી છે, તેથી તેની ઇચ્છા હશે તેમ બનશે એવી વાતો કરી રહ્યા પછી સખીયો પોતાને ઘેર ગઇ એટલે ચંપાદેના મનમાં બહુ મોહ લાગ્યો તેથી તે જગદેશ્વર મહાદેવની સ્તુતી કરી કહે છે કે હે ભોળાનાથ તમે અનેક ભક્તોને વરદાન આપી તેઓનાં મનોરથ સફળ કર્યા છે. તેમ હું પણ તમને વીનંતી કરી કહું છું કે ગજરામારૂને મેં મારા મને કરીને વર્યો છે માટે એજ વર મને દેજો કદાપિ એ વાતમાં મારો બાપ કાંઇ હરકત કરશે તો મારો પ્રાણુ ત્યાગ કરીશ એવી રીતનો નિશ્ચય કરી રહી છે એટલામાં બ્રાહ્મણભાઇ તેજ નગરમાં આવી પહોંચ્યો ચંપાવતીના મહેલ નીચેથી નીકળ્યો તે સમયે ઝરૂખામાં કુંવરીને દેવરૂપે બેઠેલી જોઇ ઘણું આશ્ચર્ય પામીને તેના મોં સામું એકી નજરે જોઇ રહયા છે તે જોઇ કુંવરી મહા ચતુર તેથી તેના મનનુ કારણુ સમજીને પોતાની દાસીને આજ્ઞા કરી કે પેલો બ્રાહ્મણ ઉભો છે તેને બોલાવ એવું સાંભળી દાસી તરત જઇને બોલાવી લાવી એટલે તેને માન દઇને આસન આપી બેસાડીને પુછે છે.

દુહો—ક્યારે મુલકથી આવીયારે તમે કીયા મુલકમાં જાઓરે કહોને કોની જુઓ છો વાટડીરે વીરા શા કામે ખોટી થાઓરે વીરા૦

ચંપાદે કહે છે કે હે મહારાજ? તમે કીયે મુલકથી આવ્યા ને કયાં જાઓ છો? આ શહેરમાં તમારે કોની સાથે કામ છે? તે સત્ય કહો તે સાંભળી બ્રાહ્મણ કહે છે.

દુહો—ઉત્તર ખંડથી આવીયારે અમે મુલક જોવાને કાજરે

અ૦ જોયું નગર અતિશે આ શોભતું તેવો ગુણવંતો હશે રાજ તેજસ્વી બ્રાહ્મણ કહે છે કે બાઇ હું ઉત્તર ખંડમાંથી મુલક જોવા નીકળ્યો છું તે કેટલાંક શહેર જોયાં પણ આ શહેરની શોભા સારી જોઇ વીચાર કર્યો છે કે જેવી શહેરની શોભા છે તેવો રાજા પણ ગુણવાન હશે તેથી તેની પ્રજા પણ સુખી હશે, એક વીચાર કરતો હતો એટલામાં તમે બોલાવ્યો એટલે તમારી પાસે આવ્યો બાકી આ શહેરમાં મારે કોઇ સાથે ઓળખાણ નથી એવી વાત સાંભળી ચંપાદે પોતાના મનમાં વિચારે છે કે આ કોઇ રાજાનો મોકલેલો લગનીયો બ્રાહ્મણ ઘણો ચતુર છે તેથી કોઇ રાજપુત્રનુ વેવિશાળ કરવા સારૂ નિકળ્યો છે પણ એ પોતાના મનનો ખરો ભાવ જણાવતો નથી માટે એને સમ દઇ પુંછું એટલે તે સત્ય બોલશે.

દુહો:—શારે કામે તમે આવીયા; તે તો સાચું બોલોને આપ તે તો જુઠું બોલો તો મારા સમ છે તમને સ્ત્રી હત્યાનું પાપરે તમને.

ચંપાદે કહે છે કે મહારાજ તમે આ શહેરમાં શા કામે આવ્યા છો તે સાચું ન કહો તો તમને મારા સમ અથવા સ્ત્રી હત્યાનું પાપ છે એવું સાભળી વીપ્ર કહે છે.

દુહો:—સાચું કહું છું તે સાંભળી તમને મોહરૂપ વાગશે બાણરે એમ માંડવગઢથી હું આવીયો રૂડી કન્યા જોવાને કાજરે રૂડી૦ કોઇની માયે નથી જનમ્યોરે કોઇ નથી સાંભળયો કાનરે કોઇ૦ નામ સાંભળી નારી ઢળી પડે બહુ વાગે મોહનાં બાણરે બહુ૦

વિપ્ર કહે છે કે હે કુંવરી મને આપના સમ દઇ પુછયું માટે તમને સત્ય કહું છું કે માંડવગઢના રાજા સમાજામના પુત્ર ગજરામારૂજી માટે સારી રૂપાળી ગુણવંતી કન્યા જોવાને નીકળ્યો છું કેમકે મારૂજી રૂપ ગુણમાં અને વિદ્યા ચતુરાઇમાં ચોતરફ પંકાયેલા છે તેથી એના વખાણ કરવાની જરૂર પડે તેવું નથી જો રૂપ ગુણનું વર્ણન કરૂં તો

ણું બહુ મોહીત થાય તેથી મુર્છા આવે એવું સાંભળી ચતુરા વિસ્મય પામીને વિચાર કરે કે આજકાલ ગજરામારૂજી બહુ રૂપવાન તથા ગુણવાન સંભળાય ને મેં તો તેના નામનીજ તારીફ સાંભળી છે માટે તેજ હશે કે બીજો હશે તે વિપ્ર પાસે નામ દેવરાવ્યા વગર શી ખબર પડે માટે ફરીને વીપ્રને પુછે છે;

દુહો:—કઇ જનેતાને પુત્ર જનમીયો એતો કીયારે રાજનો કુમાર એતો સાચુ બોલોને બંધવા માહારા તને આપુ એકાવન હાર તુને० વચન સુણીને વીહવળ થઇ મારૂ મનડું તે નવ રહે ધીર; મારૂ० વરમાળ ધાલું હું તો હેતથીરે કરી રાખું નણદલ કેરો વીર. કરી०

કુંવરી કહે છે કે હે મહારાજ એવો કઇ માતાએ પુત્ર જન્મ્યો છે કે જેના નામ ગુણની તારીફ સાંભળતાં મારૂં મન મોહ પામી ગયું છે વળી હવે વધારે વાર ધીરજ રહેતી નથી ઝટ નામ દો કે તે સાંભળી મારૂં મન કાંઇક શાંતી પામે ને પછી પ્રાણપતિ કરવાને તૈયાર થાઉ એવી રીતની કુંવરીની આતુરતા જોઇને વિપ્ર કહે છે કે હે કુંવરી સાંભળ.

દુહો—કુંવર કહેવાય જસાજામનોરે એનું માંડવગઢ છે ગામરે એરે એતો દામાવંતીનો દીકરો એનું ગજરામારૂજી નામરે એનું ગોરો પુંજી હશે પ્રીતથી તે તો પામશે એ ભરથાર, તેતો० કાંઇ સફળ જન્મ થશે તેહનો તેના ભાગ્ય તણો નહી પાર તેના०

હે કુંવરી માંડવગઢના રાજા જસાજામની અણમાનીતી રાણી પણ પતીવ્રત અને નીતી ભકતીને પાળનારી એવી જે દામાવંતી રાણી છે તેને જગતેસ્વર પ્રસન થઇને દેવરૂપ કુંવર આપ્યો છે, ને તેનું ગજરામારૂજી નામ રાખ્યું છે માટે જેણે પેલે ભવ પુન્ય તપ કર્યું હશે તથા આ ભવમાં ગોરના કરી નાના પ્રકારના વ્રત કર્યા

હશે તે શ્રી ગજરામારૂ પતિ પામશે. એવાં વચન સાંભળી ચંપાદે પોતાના મનમાં ઘણો હર્ષ પામીને ઇશ્વર સ્તુતિ કરી કહેવા લાગી.

હે પરમેશ્વર મેં તમારી સાચા દીલથી ભક્તિ કરી તેથી મારા મનમાં જે વસ્તુની ઇચ્છા હતી તે પ્રાપ્ત થવાનો સમય નજીક આવ્યો છે પણ તે કૃપા કરીને નિર્વિઘ્ને પાર પાડી મારા બાપના મનમાં પ્રેરણા કરજે એવી પ્રાર્થના કરીને પછી વીપ્રને દક્ષણામાં સો મહોર આપીને કહ્યું કે મહારાજ તમે મારા પીતાની પાસે જઇને યુક્તિબંધ વાત કરી તેમનો ભાવ ચોટે ને એ વેવીશાળ કબુલ કરે એવું કરજો ઇશ્વર પરમદયાળુ છે તેથી તે સારૂં કરશે એવું કહી રાજસભામાં ઉભો રહ્યો, ને રાજાની પોતા સામી નજર થયેલી જોઇ આશીરવાદ દીધો. એટલે રાજા પોતે મહા ચતુર તેથી તરત ચેતી ગયો કે આ કોઇ પરદેશી વિપ્ર કંઇ કામ સારૂ મારી પાસે આવ્યો હોય એમ જણાય છે. પછી રાજાએ તેને આદરમાન દઇ પોતાની પાસે બોલાવી આસન આપી બેસાડયો પછી તેના કુશળ સમાચાર પુછીને કહ્યું કે હે વિપ્ર આપ એ દેશથી શા કારણ માટે અત્રે પધાર્યા છો તે કહેશો તે સાંભળી વિપ્ર કહે છે કે મહારાજ માંડવગઢના જસોજામ રાજા રાજ કરે છે તેના પુત્રનું વેવીશાળ કરવાને નીકળ્યો છું તે જ્યાં લખીત હશે ત્યાં યોગ બનશે તે સાંભળી રાજા ગુલાબસીંગ કહે છે કે મારા સાંભળવામાં એમ આવ્યું છે જે જસાજામની સાત રાણીને સાત પુત્રો થયા છે. તેમાં કોઇ મુંગો ૧ હાવ બહેરો ૨ચીબો ૩ કાન બુચો, ૪ તોતડો, ૫ લંગડો ૬ વાંદરા જેવા મ્હોં વાળો અને ૭ અતી કદરૂપા અને છેક મુર્ખા છે તેવાને પોતાની દેવરૂપ અને રૂપવાન કન્યા કોણ આપશે તે સાંભળી વિપ્ર કહે છે કે મહારાજા! આપ કહો છો તે સર્વ સત્ય છે, પણ હું જેનું

વેવીશાળ કરવા આવ્યો છું તે જસાજામની અણુમાણીતી દામાવંતી પરમ દયાળુ તથા પરોપકારી પરમ દુઃખભંજન નીતી ભક્તિવાન અને રૂપવંતી છે, તેથી તેની ઉપર જગદેશ્વર મહાદેવે બહુ કૃપા કરી રત્ન જેવો તેજસ્વી પુત્ર આપ્યો છે. તેમ ભણેલો પણ બહુ સારો છે એવી રીતે વખાણ સાંભળીને રાજાએ પોતાની રાણી પાસે જઇ સર્વે સમાચાર કહ્યા ત્યારે તેણે ઉત્તર આપ્યો કે મેં દામાવંતીના પુત્ર ગજરામારૂ એની બહુ કીર્તિ સાંભળી છે પણ તે અણમાનીતી છે તેથી તેની પાસે રીધી સીદ્ધી ક્યાંથી હોય ? અને મારી પુત્રીને સુખ શી રીતે મળે, તે સાંભળી વિપ્રે સમ ખાઇને કહ્યું કે બાઈ સાહેબ ! ઇશ્વર આજ્ઞાથી સાચુ કહું છું કે દામાવંતી અણુમાનીતી છે. પણ તેનો ભાઇ સાલાસુલા બહુ હુંશીયાર અને ધનવાન છે. તેથી તે પોતાની બહેન દામાવંતીની સારી બરદાસ લે છે; તેમ રાજા પણ ખર્ચવા સારૂ જે જોઇએ તે આપે છે માટે તે વિષે બેફીકર રહેવું પછી તો તમારૂં ધ્યાન પહોંચે તેમ કરો તે સાંભળી રાણીએ ચંપાવતીને પુછયું કે પુત્રી આ વિપ્ર માંડવગઢના રાજા જશાજામના પુત્ર ગજરામારૂનું વેવીસાળ કરવા આવ્યા છે. અને બહુ તારીફ કરી કહે છે કે ગજરામારૂજી સર્વ સદગુણથી ભરપુર મનનો ઉદાર અને મહા વિદ્વાન છે તેમ સ્વરૂપમાં કામદેવ સરખો કાંતિવાન છે માટે જે કન્યા પરીપુરણ ભાગ્યવાન હશે તેજ એ કુંવરને વરશે. એવી રીતે આ વિપ્ર વખાણ કરે છે, માટે જો તારી મરજી હોય તો આપણે આનંદ થયો તો પણ પોતાની માતુશ્રીથી મર્યાદા રાખી બોલી કે હે દયાળુ મારાં માતાજી વિવેક સાગર અને મહા વિચારવંત છો જેમ તમારી બેઉની નજરમાં આવે તેમ કરવાને તમેજ મુખતીઆર છો જે તમે કરશો તે રૂડુંજ કરશો, એ વિશે હું બાળકી શું જાણું એવી

રીતનાં કુંવરીનાં વચન સાંભળી રાણીએ તરત પોતાના પતીને કહ્યું હે સ્વામીનાથ એ માહારાજ માંડવગઢથી જસાજામના પુત્ર ગજરામારૂ જીનું વેવીશાળ કરવા નીકળ્યો છે ને બહુજ વખાણ કરે છે માટે જો આપની આજ્ઞા હોય તો ચંપાદેવીનું વેવીશાળ કરીને વીપ્રને શ્રીફળ આપીએ તે સાંભળી રાજાએ તેના મ્હોં સામું જોયું તો તેનું મન પ્રફુલ દીસવા લાગીયું એવી રીતે રાજરાણીએ પરિક્ષા કરી પોતાની પુત્રીનું વેવીશાળ કબુલ કરીને શ્રીફળ તથા દક્ષણા આપી વિપ્રને વિદાય કર્યો ને થોડા દિવસમાં માંડવગઢ આવી તરત હસતો હસતે દામાવંતીને મહેલે ગયો તેને જોઇને દામાવંતી પુછે છે કે કેમ ગોર મહારાજ આજે તો ખુબ પ્રસન્ન જણાઓ છો તે શું કામ ફતેહ કરી આવ્યા તે સાંભળી ગોરે સર્વ બીના કહી તે સાંભળી પોતે પ્રસન્ન થઇને તત્કાળ ગોરને પાયસો સોના મહોર ને વસ્ત્ર આપ્યા એટલે ગોર બહુ રાજી થઇને કહે છે કે હે બાઇ સાહેબ આપની ઉપર જગ દેશ્વર મહાદેવની ઘણી કૃપા છે માટે તેનાં પ્રતાપથી કમળાવતી નગરીના રાજા ગુલાબસીંહની પુત્રી ચંપાદે મહાપુરૂષ ગુણથી ભરપૂર છે ને આપણા કુંવરને બહુ ગમશે એમ કહી ગોરે આજ્ઞા માગી એટલે તેણે ગોળધાણા તથા સાકર ખવરાવીને મીઠું મ્હોં કરાવીને પ્રસન્ન કર્યો પણ એ વાતની જશાજામને કંઇ ખબર પડી નહીં પણ ગજરામારૂજીએ માંડવગઢમાં તેમજ આસપાસના ગામોને બીજ ખાની આપી સર્વ જનોને પ્રસન્ન કર્યા તેથી કરીને કીર્તિ ચો તરફ ફેલાઇ ગઇ હતી તેથી જ્યાં સર્વ લોકોને મોઢે મારૂજીની તારીફ સાંભળી એટલે જસોજામ બહુ ક્રોધાતુર થઇને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આજકાલ મારા પુરવાસી લોકો જ્યાં ત્યાં ગજર મારૂની બહુ તારીફ કરે છે માટે એણે નાની ઉમરમાં મોટું નામ મેળવ્યું તેથી એ કોઇ દીવસ મને પણ નડીને મારી ખરાબી કં

એમાં કાંઇ શક નથી માટે કાલે ખુબ તાકીદ કરીને એને વનવાસ
કાઢુ કે મને કશી વાતનું નડતર ન થાય તેવી રીતે નીશ્ચય કરીને
પોતાની દાસીને કહ્યું કે આપણી ઘોડારમાંથી એક કાળો ઘોડો અને
કાળા વસ્ત્ર બેઉ લઇને આજે એક પહોર રાત રહે તે વેળા કોઇ
ન જાણે એમ ગજરામારૂના મહેલના બારણા આગળ જઇને ઓટ-
લાના થાંભલા સામે એ ઘોડો બાંધીને કાળા વસ્ત્ર તેનાં બારણા
આગળ મુકીને તે પછી કોઇ ન જાણે એમ પાછી મને આવીને
સમાચાર કહેજે આવો હુકમ સાંભળી દાસી કહ્યા પ્રમાણે કામ
કરીને પાછા રાજાને સમાચાર કહ્યા કે મહારાજ આપના ફરમાન
મુજબ કામ કરી આવી છું એમ કહી દાસી પોતાને ઠેકાણે ગઇ
પછી રાજા વિચાર કરે છે કે જો ખરો ટેકવાળો હશે તો પછી મારા
નગરમાં ઉભો નહી રહે; એવો નીશ્ચય કર્યો એટલે મારૂજી પોતાના
નિત્યનિયમ પ્રમાણે પરોઢીયે ઉઠીને બારીએ આવી ઉભા રહ્યા તો
પોતાના બારણા આગળ કાળો ઘોડો બાંધેલો જોયો તે ઉપર કાળા
રંગના વસ્ત્ર મુકેલા હતા તે જોઇને તત્કાળ વીચાર કર્યો કે આ ઘોડો
ને કાળાં વસ્ત્ર મારા પિતાજીએ મને વનવાસ કાઢવા મોકલ્યાં છે તે
મારે કબુલ કરીને જવું જોઇએ જો ન જાઉં તો મારી માની કુખ
લાજે માટે હવે અહીં રહેવામાં મારૂં માન નહીં એવો નિશ્ચય કરી
ઉઠે જઇ આવી દાતણ પાણી કરીને કબાટમાંથી પોતાની જન્મ
પત્રીકા કાઢીને પોતે ગ્રહ તપાસ્યા તો તેમાં પણ વનવાસનો યોગ
આજ દીવસે હતો પછી ખરી ખાત્રી કરવા મહેલને પાછલે બારણેથી
જોત્રી કરનાર જોશીને બોલાવી જન્મપત્રીકા દેખાડી કે કેમ જો-
શીજી મહારાજ હાલમાં મારા ગ્રહ કેવા છે તે સાંભળી જોશીએ
તે જોઇ કહ્યું કે મારૂજી હાલમાં રાહુ મંગળ અને શની એ ત્રણે
વાંકા છે તેથી તમારા પીતા તમારી ઉપર કોપ કરી આજ કાલમાં

ક્રૂર વનવાસ કાઢશે. પણ બીજા ગ્રહ સારા છે. તેથી તમારી કશી ચીંતા નથી તમારી જન્મોતરીમાં એવું લખ્યું છે કે બાર વર્ષ પુરા થયેથી તત્કાળ વનવાસ ભોગવવો પડશે. માટે એ મુદ્દત આજે પુરી થઇ છે. તેથી તમારા કમનસીબયોગે આજે દીવસ ઉગ્યા પહેલાં તમારે વનમાં જવું પડશે ત્યાં ફ્તેહ મેળવીને પાછા લાભ અને જશ મેળવીને પોતાને ઘેર આવશો. માટે હાલમાં બારમું વરસ દેશવટો દેવરાવશે તે સાંભળી જોશીને દક્ષણા આપી વીદાય કરીને નીત્યનો પોષાક બદલી કાળાં વસ્ત્ર પહેરીને કાળા ઘોડા ઉપર બેસીને પોતાની માતા પાસે આજ્ઞા માગવા સારૂ આવે છે. છેટેથી કાળા વસ્ત્ર પહેરી કાળા ઘોડા ઉપર બેઠેલો જોઇને પેટમાં અત્યંત ફાળ પડી કે આજે કુંવરજી કાળે પોશાક પહેરીને કેમ આવે છે? એટલામાં મારૂ નજીક આવ્યા તેને જોઇ દામાવંતીની આંખોમાંથી અષાડ મેઘની ધારા પડે તેવી રીતે આંસુની ધારા ચાલી મુખે કાંઇ બોલી શકાતું નથી તો પણ રડતાં રડતાં પુછે છે કે અરે લાડકડા પુત્ર! તેં કયા જવાની તઇયારી કરી છે? તે ઝટ કહો હવે એક ક્ષણવારનો મહારા મનમાં જરાય ધીરજ રહેતી નથી. માટે તું બોલ્ય તોય કુંવર બોલતો નથી એટલે માતા કહે છે.

દુહો—કોનાં ફ્રોડવાં કોનાં ઢોળીયાંરે કુંવર કોને કર્યો ભંજવાડરે કુંવર કાળે ઘોડેને કાળે લુગડેરે જોઇ લાજી મરે રજવાડરે, જોઇ.

દામાવંતી કહે છે કે મારા વહાલા અને લાડકડા પુત્ર આવો તેં શો અપરાધ કર્યો છે. જે કાળો પોશાક પહેરીને કાળે ઘોડે બેશી તું વન જવા નીકળ્યો છે. અરે પુત્ર તું મને વહેલું કહે કે મારાથી બને તે ઉપાય કરૂં હું મુળથી અણમાનીતી છું પણ તારો જન્મ થયા પછી હું કશાય દુઃખને ગણતી નથી પણ જો તું મને મુકી વનમાં જાય તો તારા વીયોગથી મારે શી રીતે દીવસ કાઢવા અરેરે આ જગતના

લોક મને તરેહવાર બોલશે. વળી તારો મામો સાલાસુલો મને ઠપકો દેશે માટે જે હોય તે ખરૂં કહે જો બીજા કોઇએ વીના અપરાધે તને કશી વાતે દુભ્યો હોય તો તારા મામાને બોલાવી તેનું મુળ કઢાવું માટે તને મારા સમ છે જે હોય તે સાચું કહે તે સાંભળી મારૂજી વિચાર કરે છે કે મારી માતાની મારી ઉપર ઘણી મમતા છે માટે જો મારા પીતાનો વાંક કાઢીશ તો તેને ઘણું ઓછું લાગી આવશે દરેક માણુસોને નશીબમાં સુખ દુઃખ લાભ અને હાની લખ્યા પ્રમાણે અવશ્ય ભોગવવાં પડે છે. તેમાં બીજા કોઇને દોષ ન દેવો એવો વિચાર કરીને પોતાના માયાળુ માતાજીને કહે છે.

દુહો—નથીરે ઢોરીયાં નથી ફોડીયાં. મેં તો નથી કર્યો ભંજવાડરે મે૦ કાળે ઘોડેને કાળે લુગડેરે. આવી પહોંચી કરમની આડરે. આવી જોશીએ કરીતી જન્મોતરી તેના લખ્યા હતા લેખરે. તેના૦ તેમાં બારમે વરસે જરૂર વન આવશે તેમાં મીથ્યા નહી મીન મેખરે તેમાં. માટે વ્હાલી મારી માવડીરે મને ઝટપટ આપજો શીખરે મુને૦ ક્ષણ રહેવું ગમતું નથી શહેરમાંરે હું તો દેખું હલાહલ વીષરે હું તો૦

ગજરામારૂ કહે છે કે મેં કોઇનો કશી વાતનો અપરાધ કર્યો નથી તેમ મારે કોઇ સાથે કશી વાતનું વેર નથી, પણ મારી જન્મોતરીમાં એવું લખ્યું છે કે બાર વરસ પુરા થએથી તત્કાળ વનવાસ ભોગવવો પડશે. માટે એ મુદત આજે પુરી થઇ છે. તેથી મારા કમનશીબ યોગે આજે દિવસ ઉગીયા પહેલાં મારા મહેલના ઓટલા આગળ કાળો ઘોડો થાંભલા સાથે બાંધીને તેના ઉપર વનવાસ પહેરવાનો કાળો પોશાક તૈયાર મુકેલો હતો તેથી હું ઉઠયો તેવોજ વસ્ત્ર સુધાં ઘોડો મારી નજરે પડયો તે પછી દાતણ કરી મોં ધોઇ આ પોશાક પહેરી આપની પાસે આજ્ઞા માગવા આવ્યો છું તો માતાજી ઝટ વિદાય કરો તો હું મારે રસ્તે પડું જો લખીત હશે તો પાછો આવી તમારી સેવા

કરી કદાપી દૈવયોગે પાછો મીલાપ ન થાય તો તમને મારો જન્મ થયા પછીથી તે આજસુધી મારી ઉપર જે મમતા રાખી મને પાળી પોષી મ્હોટો કરતાં જે જે કષ્ટ પડ્યું છે તે બધું હું સમજું થયા પછી મારા ધ્યાનમાં છે માટે મારી માયાળુ માજી હું જીવું ત્યાં સુધી આપનો અત્યંત ઉપકારી સેવક છું પણ આ વખત તમારાથી જુદો પડું એમ કહી માતાને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા તે જોઇ દામાવંતીની આંખ્યોમાંથી અષાડો મેઘ તુટી પડયો કુંવરનાં મધુરાં વચન સાંભળીને મુરછા આવી અને શુદ્ધિ આવ્યા પછી પોતાના કુંવરને રડતી રડતી કહે છે

દુહો—તમેરે ચાલ્યા મારૂ ચાકરીરે હવે અમને કોનો આધાર હવે દુખની વાતો કોને કીજીએરે, મારી કુણ તે કરશે વારરે મારી૦

દામાવંતી કહે છે કે હે પુત્ર તારા આનંદયુક્ત મુખને જોઇ આનંદથી દીવસ કાઢતી હતી તે હવે તારા વિયોગથી શી રીતે દુખના દીવસ ગત કરૂં અરેરે ? હું કેવી અભાગણી છું મને પોતાના પતીનું જરાએ માન નહી તેનું મન વાળવા જગદીશ્વર મહાદેવે તારા સરખો રત્નતુલ્ય પુત્ર આપ્યો તેથી બીજા દુખ વીસારી મુકયાં હતાં પણ હવે તું વનમાં જાય તો હું શી રીતે દીવસ ગુજારૂ અને મારા દુખની વાત કોને કહું એવી રીતે માતાના દીલગીરી ભરેલા .વચન સાંભળી મારૂજી દીલાસો આપી કહે છે,

દુહો—તમને સોંપીરે સમરથ સાસરીરે માતા સુની મહીયરની વાટરે, મા૦ અહીયાં રહોરે તમે સુખથી પીયર ગયેથી ઉચાટરે પી૦

કુંવર કહે છે કે હે માતાજી અત્રે સાસરીમાં તમને પતીના માન વગર બીજાં બધાં સુખ છે તેમ પીયરમાં તમારા ભાઇ ધનવાન ઉદાર દયાળુ ને માયાળુ છે માટે તમને કશી વાતનું દુખ નહી દે એવું સાંભળી માતા કહે છે.

દુહો—સાસરીમાં પતી રૂસણુંરે મારા પીયરમાં ભોજાઇ લાંડરે

મારા૦ પ્રાણઆધાર તું ચાલીયોરે, મારા જીવતરમાં ઉઠી વાટરે, મારા૦

હે કુંવર ! તું મને સાસરામાં રહેવાનું કહે તે ખરૂ પણ તારા બાપનું હેત મ્હારા ઉપર કેવું તે તું સારી પેઠે જાણે છે વળી તું પીયરમાં રહેવાનું કહે છે તે ઠીક છે કેમકે મારો ભાઇ મારી ઉપર ઘણીજ માયા રાખે છે પણ મારી ભોજાઇનો સ્વભાવ આકરો છે. તેથી તે કોઇ સમયે આકરો બોલ બોલે તો મહારાથી વેઠાયે નહી વળી સાસરીયામાં રહું કે પીયરમાં જાઉં તો પણ તારી માયા મને એક ક્ષણવાર વીસરશે નહી તારા વીયોગ દુઃખથી મને ભોજન ભાવશે નહી તેમ નીંદ્રા પણ આવનાર નથી માટે મારા દુખ વિરામ દીકરા તને મહારી દ્રષ્ટિથી દુર જવા દેનાર નથી એમ કહીને અત્યંત રૂદન કરવા માંડયું તે જોઇ કુંવરજી કહે છે કે હે પરમ દયાળુ માજી તમારા ખરા અંતઃકરણની માયા મારી ઉપર કેટલી છે તે હું સારી પેઠે જાણું છું ને મહારા વિગોગથી તમને જે દુઃખ થશે તે પણ સારી પેઠે જાણું છું તે માટે તમને મુકીને દુર જાઉં નહી પણ મ્હારી જન્મોત્રીમાં લેખ લખેલો છે કે બારમું વરસ પુરાં થતાં જરૂર વનવાસ જવું પડશે તે વાત તમારાથી અજાણી નથી વળી મારા તીર્થરૂપ પીતાજીની પણ એવી મરજી જણાય છે કે મને મોકલવો તે જો ન જાઉં તો મને અને તમને સુખે રહેવા દેશે નહી તે સારૂ મહારાજાને જોશીએ કહ્યું છે કે તમે વનવાસ નીકળી જ્યાં જ્યાં જશો ત્યાં લાભ અને જશ મેળવી કુશળ કલ્યાણથી પાછા આવશો એવી રીતનાં ગ્રહયોગ છે. માટે મહારી કશી ચીંતા ન કરવી જો તમો આજ્ઞા આપો તો હું પંથે પડું એવી રીતે કુંવરનાં વચન સાંભળીને માતા વિચાર કરે છે કે મ્હારો પુત્ર બુદ્ધિનો સાગર છે તો પણ બાલહઠ કરે છે તેથી તે હાલ મ્હારૂં વચન માનતો નથી. માટે આ હકીકતનો પત્ર લખી એક રૂબારીને હમણાંજ પવનવેગી સાંઢ ઉપર બેસાડીને મ્હારા ભાઇ

સાલાસુન્ના પાસે પત્ર લઇને મોકલું તો તેને ખબર થતાં તે હજાર કામ પડતાં મુકી આજે રાતની રાતમાં મારી પાસે આવી પોતાના ભાણેજને વનવાસ જતા અટકાવશે, અથવા તેમ નહી માને તો મારા ભાઇને કહી આજે રાતમાંજ એના લગ્ન કરાવું એટલે માયામાં નાખી રોકી રાખશે એવી રીતે પોતાના મનમાં પાકો વિચાર કરી પોતાના લાડકડા કુંવરને કહે છે.

દુહો—આજનો વાસો રહો મેલમાંરે તમને વહાણામાં દેશ શીખરે ત૦ ના કહ્યા ઉપર નીસરે તો હું ઘોળી પીઉં વીખરે તો.

દામાવંતી કહે છે કે પુત્ર મારે તને કહેવાનું હતું તે બધુંએ તને કહ્યું તોપણ તું મારી કશીએ વાત માનતો નથી તે મહારાથી તારી માયા મુકાતી નથી માટે હે પુત્ર! તું આજની રાત મારી પાસે રહી કાલે વહાણામાં જજે એટલું વચન તો તારે જરૂર માનવું જોઇએ એમ કરતાં જો નહિ માને તો આ ક્ષણે ઝેર ઘોળીશ પીશ તો તને મારી હત્યા લાગશે. એવી રીતે માતાની મમતા જોઇ કુંવરના મનમાં બહુજ દયા આવી તેથી એક રાત રહેવાનું વચન આપ્યું એટલે કુંવરને કહે છે કે પુત્ર ઉનું પાણી તૈયાર છે, માટે તું નાહી લે એમ કહી પોતાના સેવક પાસે નાના પ્રકારના સુવર્ણના બાજઠ ઉપર બેસાડી સારી રીતે ચોળી નવરાવ્યો એટલે રસોડામાંથી રસોઇયો કહે છે કે બાઇ સાહેબ રસોઇની સામગ્રી તૈયાર છે. માટે કુંવરને ઝટ લઇ જમવા વહેલાં પધારો; તે સાંભળી મારૂજી પીળુ પીતાંબર પહેરીને રસોડા આગળ સુવાસીત ચંદનના પાટલા ઉપર બેઠા એટલામાં માતા પણ નાહી વસ્ત્ર બદલી કુંવર પાસે આવી બેઠી એટલે કુંવર કહે છે કે આવો મારી દયાળુ માજી! આપણે બંને ભેગાં બેસી ભોજન કરીએ તે સાંભળી માતા પ્રસન્ન થઇ ને પુત્ર સાથે બેસી જમતા જમતા કહે છે કે અરે! લાડકડા આજે તો તારો મારો સંજોગ છે માટે બધી

ચીંતા દૂર કરી તારી સાથે ધરાઇને જમું છું તું પણ જે જોઇએ તે પદાર્થ માગી સારી રીતે સમજે વળી પરમેશ્વર ભેગા કરશે ત્યારે થઇશું એવું સાંભળી કુંવર કહે છે કે માજી આજનું સર્વ ભોજન અતિ ઉત્તમ છે ને સ્વાદીષ્ટ પણ છે તે જમી પ્રસન્ન છું એમ વાતો કરતાં બેઉ જણાં રૂચી પ્રમાણે જમી રહ્યાં એટલે સેવક પાનનાં બીડાં એલચી, લવીંગ સોપારી કાથો ચુનો વગેરે નાંખી બનાવીને તરતજ આપ્યાં ને બેઉ જણાએ ખાધા પછી બીજા સેવકોને જમવાની આજ્ઞા આપી ને પોતે પોતાના ઓરડામાં આવી એક કોચ ઉપર પુત્રને સાથે બેસાડી પોતે બેઠી એટલે કુંવર કહે છે કે માતા મારા વન જવાનો કાળો ઘોડો તથા પોશાક ગુપ્ત ઠેકાણે રખાવજો કેમકે હું તમારી પાસે જવાનો આજનો દિવસ ને આજની રાત રહેવાને કબુલ થયો છું એ વાત સાંભળી માતાએ સરવે બંદોબસ્ત કર્યા પછી પરસ્પર વાતો કરતાં રાત્રી પડી એટલે પછી રૂચી પ્રમાણે વાળુ કરી શયનગૃહમાં જઇ મા દીકરો વાતો કરે છે એટલે એક પહોર રાત્રી ગઇ ત્યારે કુંવરને નિદ્રા આવી અને તે પોતાના પલંગ ઉપર સુઇ ગયો તે થોડીકવારે ભરનીંદ્રાવશ થયો એટલે દામાવંતીએ વિચાર કર્યો કે હવે બેસી રહે કાંઇ સીદ્ધિ નથી માટે જે જે ઉપાય કરવાના તે કુંવર ઉઠયા પહેલાં કરી લઉ એવો નિશ્ચય કરીને મધ્ય રાત્રી થઇ એટલે સર્વ લોક નિંદ્રાવશ થયા ત્યારે દામાવંતી ઓરડો બંધ કરી પોતે એકલી રૂડીઆ રબારી પાસે જવાને નીકળી તે તરત રબારીને ઘેર પહોંચી પણ તેનાં બારણાં બધ હતાં તેથી પોતે રૂડીઆને હાંક મારી તોપણ કોઇએ ઉત્તર ન આપ્યો વળી દામાવંતી કહે છે.

દુહો—રૂડીઆ રબારી વીરા વીનવું રે હુંતો તુજથી નાનેરી લાગુ બેનરે હું તો. દામની છે મહારે ઓપટી માટે આવી છું માઝમ રેનરે માટે ઝટપટ ઉઠી તું તો જાગજે રે કાંઇ લાવી મારા પર મહેરરે કાંઇ૦

મોંના માગ્યાં મુલ આપીએ, તું તો જાય અમનગર શહેરરે; તું તો૦
કુંવર મારો જાય છેરે; જોબન બાળે વેશરે કાઇ૦ સાલાસુલાને એમ
કહેજે. તારો ભાણેજ જાય પરદેશરે તારો૦

એવી રીતે સ્ત્રી દામાવંતી રૂઢીઆના બારણા આગળ ઉભા રહીને
પોકાર કરે છે પણ રૂઢીયો ખાટલો તળાઇ નાખી ભર ઉંઘમાં સુઇ
રહેલો છે તે તેની સ્ત્રી જાગતી બેસીને પોતાના ધણીના પગ ચાંપ્યા
કરે છે તેણે અવાજ સાંભળી અનુમાન કર્યો કે અત્યારે મધરાત ગઇ
છે તે વખતે ઘણા જરૂરના કામ વગર કોઇ આટલી બુમો પાડે નહી
માટે તેને હુંજ ઉત્તર આપુ ,નહી તો મારો ધણી ભર ઉંઘમાંથી જાગી ઉઠશે
એવો વીચાર કરીને રૂઢીયાની વહુ બારણે આવીને દામાવંતીને પુછે છે.

દુહો—ટાઢી રાતે તું તો ટળવળેરે કાંઇ સાદ તારો બધ રાખરે,
કાંઇ૦ રબારી ગયો છે એને સાસરે એની ડાબી તે દુખે છે આંખરે.

આ રીતે રૂઢીયાની વહુએ કહી કે બાઇ તમે અડધી રાતના સીદ
પોકારો કરો છો, રબારી ઘરમાં નથી તેતો એમને સાસરે ગયા છે ત્યાં
તેમની આંખ દુખે છે તેથી હાલ તમને મળનાર નથી માટે ખાલી
શીદ હાંક મારો છો ? એવાં રબારણનાં બોલ સાંભળીને દામાવંતી
વીચાર કરે છે કે રૂઢીયાને ઉંઘમાં ન જગાડવો એટલા માટે રબારણ
જુઠું બોલે છે કેમકે રબારી એને સાસરે ગયો છે ને ત્યાં તેની ડાબી
આંખ દુઃખે છે એ વાતની કેમ ખબર પડી માટે તેના બોલવા
ઉપરથી પરીક્ષા થાય છે કે ખરૂં બોલતી નથી ને મારે ધણીજ ઉતા.
વળ છે તેથી એને કાંઇ લાંચ આપું તો મારૂં કામ સહેલાઇથી થાય
એવો નિશ્ચય કરીને દામાવંતી કહે છે બાઇ સાંભળ:—

દુહો—રબારીને મ્હારો રોકડીરે, તને આપું તે સોનાનો હારરે;
તને૦ માટે ઝટ જગાડ તારા નાથરેરે, કામ પડયું દરબારરે; મારે૦

દામાવંતીએ કહ્યું કે તારા ધણીને મહેનતના બદલામાં સોનાનો

મ્હોરો રોકડી આપીશ અને આ સોનાનો હાર પાંચસો રૂપીયાનો છે તે તને આપું એમ કહી રખારણને હાર આપ્યો: તે જોઇને તે બહુજ રાજી થઇ એટલે તરત ઘરમાં જઇ પોતાના ધણીને જગાડી કહે છે કે દરબારમાંથી એક બાઇ આપી છે તે કહે છે કે મારે આ વખત રૂડીયા સાથે ઘણું તાકીદનું કામ છે તે સાંભળી રૂડીયો બહુજ બીહીને વીચાર કરે છે કે મેં કોઇની કશી વાતનો ગુન્હો કર્યો નથી પણ કદાપિ મારા ચાકરનો કાંઇ વાંક આવ્યો હોય તો પુછી જોઉં એવો વિચાર કરી પોતાના ચાકરને પુછે છે કે આજે તેં ગાયો અને ભેંસો કયાં ચારી હતી કે દરબારમાંથી એક બાઇ આ વખત આવી છે માટે જે હોય તે સાચું કહો જો આજે ભેંસોએ કોઇના ખેતરમાં પેસી અનાજ વગેરેના બગાડ કર્યો હશે તો રાજા મારી નાખશે એવું સાંભળી કહે છે—

દુહો—ઉગમણી ગાયો ભેંસો ચારીઓરે, હમેં તો આથમણી ચારી સાંઢરે મેંતો૦ કોઇના ખેતર નથી ભેળાવ્યાં નથી કોઇનો કર્યો નથી ભજવાડરે.

એ રીતે ચાકર કહે છે કે મેં કોઇના ખેતરમાં અથવા બીજે ઠેકાણે કશી વાતનો કાંઇ ભંજવાડ કર્યો નથી માટે તે વીષેની કશી ફીકર કરશો નહી કદાપી બીજા કાંઇ કામ સારૂ દરબારનું તેડું આવ્યું હોય તો તમે બારણે જઇ પુછી જુઓ એટલે જે હશે તે બધીએ ખબર પડશે એવી રીતે ચાકરની વાત સાંભળી રૂડીયો તરત બહાર આવીને જુએ છે તો ગજરાઇની મા દામાવંતી વાટ જોઇ ઉભી છે તેની દીવો લાવી મોં જોઇ તરત ઓળખી પુછે છે કે બાઇ સાહેબ તમો આપોઆપ અડધી રાતે શા કારણ માટે આવ્યા છો અરે બાઇ તમે ચાકરને મોકલ્યા હોય તોપણ તરત આવત તે સાંભળી દામાવંતી કહે છે કે બાઇ આ વખત મારૂં જરૂરનું તેમજ બહુજ તાકીદનું કામ

છે માટે હું પોતે આવી છું તે સાંભળી રૂડીઓ કહે છે જે કામ હોય તે કહો એવું સાંભળી દામાવંતી કહે છે હું ભાઇ સવારે મારો પુત્ર ગજરામારૂ કાળો પોષાક પહેરીને કાળા ઘોડા ઉપર બેસીને વનવાસ જવાને તઇયાર થયો હતો તે મારી રજા લેવા આવ્યો એટલે તેને ઘણો સમજાવ્યો કે તું વનવાસ ન જા પણ તે મારૂં કહેવું માનતો નથી માટે જેમ તેમ સમજાવી આજની રાત રાખ્યો છે માટે તું તારી પવન વેગી સાંઢ ઉપર બેસી અમારી સર્વે હકીકતનો કાગળ લઇ પવનવેગે અમનગર જઇને મારા ભાઇ સાલાસુલાને આ પત્ર આપીને તરત તઇયાર કરીને પહોર રાત રહે તે પહેલાં જો તેડી લાવે તો તે ગજર-મારૂને સમજાવી વનમા જતાં અટકાવે તો બહુ સારૂ થાઇ ભાઇ જો આ વખત તું મારૂં આટલું કામ કહ્યા પ્રમાણે કરી આવીશ તો તારો ગુણ હું અને મારો ભાઇ જીવતાં સુધી ભુલનાર નથી માટે તું હમણાં વહેલો જા ને અમનગરથી મારા ભાઇને તરત તેડી એક પહોર રાત રહે તે પહેલાં અહી આવી મને વધામણી આપજે કે હું કામ ફતેહ કરી આવ્યો છું મને ઘણી વાટ જોવરાવીશ નહિ એવી રીતે દામાવં-તીની બહુ તાકીદ જોઇને રૂડીઓ પોતાની સાંઢનાં વખાણ કરી કહે છે

દુહો—ત્રણુસોને સાઠ માહરે, સાંઢણી તેમાં ગંગા જમનાની જોડરે તેમાં૦ જાય મન વેગે ચાલતી એમાં કાંઇ નહિ ખાપણ ખોડ એમાં૦ અખંડ દીપક ઘીના જળહળેરે તેને ધુપ અગરના થાય તેને૦ એનો ચારો ચરે નાગરવેલનો તેતો પલકે જોજન જાયરે તે તો૦ માટે વેગે હું જાઉં છું ને બેની મનમાં ન રાખજો અધીરરે બેની૦ અમનગર પહોંચું પલકમાં તેડી લાવું તમારો વીર તેડી૦

રૂડીયો કહે છે કે હે બાઇ મારે ત્રણુસોને સાઠ સાંઢો છે તેમાં ગંગા જમનાની જોડ છે તે બે દેવાંસી છે માટે તેની બે બાજુએ બે અખંડ ઘીના દીવા બળે છે, અને અગર ચંદન વગેરે સરદારે

પદાર્થના ધુપ થાય છે તેવોજ ગુણવાન છે તેનું ખરૂં પારખું આજે તમારા જોવામાં આવશે. બાઇ સાહેબ અત્યારે તમારા કહયા પ્રમાણે વહેલું કામ કરી આવીશ તેનો પાકો ભરૂસો રાખજો એવી રીતે રૂડી-માનાં હીંમત ભરેલાં વચનો સાંભળી દામાવંતી કહે છે.

દુહો—રસ્તે જજે તું તો જાળવીરે વીરા અંધારી રાતનું કામરે વીરા. ખરો વાલેસરી તુંતો માહરો માટે ખાલી જવા દેને હામરે માટે૦ ગુણ નહી ભુલું વીરા તારોરે મારા બાઇને વહેલો તેડી લાવરે મા૦ સવાલાખ રૂપીઆ આપીશ રોકડા ઝટ કામ કરી ઘેર આવરે ઝટ૦

દામાવંતી કહે છે કે ભાઇ તારા હીંમત ભરેલ શબ્દ સાંભળી હવે મારી પુરી ખાત્રી થાય છે તારા બોલવાનો બધો અર્થ હું સમજી માટે હવે બીજી કશી વાત કરી એક પળવાર ખોટી થઇશ નહી એવી તાકીદની વાત સાંભળી રૂડીઓ રબારી કહે છે કે બાઇ સાહેબ હવે સાંઢ ઉપર પલાણ નાંખી તરત રવાના થાઉં છુ તે નજરે જોઇ આપને ઘેર પધારો એમ કહી સાજ નાખે છે,

દુહો—સાંઢની કોટરે સોના સાંકળીરે એની પાસે મોતીના હારરે. એની૦ પગમાં પહેરાવ્યાં રૂડાં ઝાંઝર તેનાં થાએ ઝણઝણ ઝણકારરે તેના૦ સોના રૂપાનો એનો કાંઠસોરે રૂડુ રત્નજડીત પલાણ રૂડું હીર જડીત એની મોજડી, જાણે આકાશે ઝળકે છે ભાણ જાણે૦ કસબી મંડલ શીરપર ધર્યુંરે પછી રૂડીઓ થયો અસવારરે માઝમ રાતે પરવાયોરે તેની ઉતાવળનો નહી પારરે તેની૦

એવી રીતે રૂડીઓ પોતાની સાંઢ ઉપર પલાણ નાખીને પોતે ઉત્તમ પ્રકારનો પોશાક પહેરી ઢાલ તરવાર ને બંદુક સાથે લઇ હાથમાં ચાબુક રઇ સાંઢની ફરતી પાંચ પ્રદીક્ષણા કરી તેને પલાણ કરીને દામાવંતીની રજા લઇને તરત અસવારી કરી પવનવેગે પરમેશ્વરનું નામ

દઇ ચાલ્યો જોતજોતામાં એક કોષ પહોંચ્યો એટલે દામાવંતીની પુરીપુર્ણ ખાત્રી થઇ કે રૂડીઓ કહયા પ્રમાણે આવશે એવો નિશ્ચય કરી દામાવંતી મહેલમાં કોઇ ન જાણે એવી રીતે પાછલે બારણે થઇ સુવાના ઓરડામાં આવીને જોયું તો ગજરામારૂ•ભર ઉંઘમાં સુતેલા છે તેના આનંદી મોં સામું જોઇ પોતે મહાદેવનું સ્મરણ કરી કહે છે કે હે ભોળાશંભુ તમે મને કૃપા કરી આવો રત્ન જેવો પુત્ર આપ્યો તો સદા સંજોગ રહેવો જોઇએ તેને વિયોગ થવા દેશો નહિ કદાપી મારૂં ધાર્યું ન થાય તો જ્યાં જાય ત્યાં રક્ષા કરજો એ તમારી પ્રસાદીનો પુત્ર છે. એવી રીતે મહાદેવની સ્તુતિ કરી કુંવરના ખુશનુમાં ચહેરા સામું જોયા કરે છે દામાવંતીની રજા લઇ રૂડીએ પવનવેગે સાંઢને ચલાવી છે તેણે ચાલતાં ચાલતાં અમનગર બે કોશ રહ્યું એટલે એક સુંદર રૂપવંતી સ્ત્રી જોઇ તે પણ સમસમાટ કરતી ઉતાવળી ચાલી જાય છે તેને જોઇ રૂડીઓ પુછે છે કે હે બાઇ તું જાતે કોણ છે અને આ અંધારી રાતે ક્યાં ચાલી જાય છે તે ઇશ્વર આજ્ઞાથી સાચું કહે તે સાંભળી તે સ્ત્રી કહે છે કે હે ભાઇ હું પોતે સ્ત્રીને વેશે રાત છું તે થોડીવારે મારો અમલ પુરો થશે એટલે અમનગરમાં જઇ વાણું કરીશ એવી રીતે રીતનાં વચન સાંભળી રૂડીયાએ વીચાર કર્યો કે આને કાંઇ લાંચ આપું તો મારૂં કામ સહેલાઇથી થાય એવો કે આ રત્ન વેગેથી જઇ વહાણું કરશે તો મારૂં ને દામાવંતીનું ધાર્યું થશે નહી માટે પ્રપંચ રચીને એને મારે કબજે કરી લઉં તો ધારેલું કામ પાર પડે એવો નિશ્ચય કરી રાતની સાથે મીઠી મીઠી વાતો કરી માયા લગાડી પોતાના હાથમાંથી ચાબુક નીચે નાખી દઇ રાતને કહે છે. કે માસી મારી ચાબુક નીચે પડી ગઇ છે તે લઇ મારા હાથમાં આપો ત્યારે રાત કહે છે કે નારે ભાઇ મારાથી ખોટી થવાય તેમ નથી, માટે તું તારે હાથે લે ત્યારે રબારી કહે છે કે માસી મારે

સાંઢ નીચે બેસાડી ખોટી થવું પડશે માટે મહેરબાની કરી આપ આપસો તો તમારો પાડ માનીશ, એવું સાંભળી રાતને દયા આવી તેથી ચાબુક લઇ રબારીને કહે છે કે, લે ભાઇ, એમ હાથ ઉંચો કર્યો એટલે રૂડીયાએ તેનું કાંડું મજબુત પકડી સાંઢ ઉપર ખેંચી લઈ કબજે કરીને ચાલતો થયો ને વિચાર કરે છે કે આપણે ઠીક તાલ આવી ગયો માટે એને મુકું નહી એમ કરતાં અમનગર આવી પહોં-ચ્યો પણ શહેરના દરવાજા બંધ છે તેથી દરવાનને હાક મારી કહે છે

દુહો—દરવાન વીરા તને વીનવું રે મારે જાવું છે રાજાની પાસરે મારે૦ માટે ઝટ જાવા દે મુજને પછી દરવાજે તારો વાસરે પછી૦

રૂડીયો કહે છે દરબાન વીરા તું ઝટ દરવાજો ઉઘાડી મને જવાદે કેમકે રાજાની પાસે મારે બહુ તાકીદનું કામ છે માટે જરા પણ વાર ન લગાડતાં દરવાજો ઉઘાડ નીકર તું રાજાના ઠપકામાં આવીશ એવાં વચન સાંભળી દરવાન કહે છે ભાઇ સાભળ.

દુહો—બંધ દરવાજો કેમ ઉઘડેરે કાંઇ કુંચીઓ પડી દરબારરે કાંઇ૦ રાત રહોને અત્યારે બારણે સુતા ઉઠીને આવો સવારરે સુતા૦

દરવાન કહે હે ભાઈ રાત્રીએ દરવાજો ઉઘાડવાનો રાજા સાહેબ નો હુકમ નથી, કેમકે રાતે દરવાજા બંધ કરી કુંચીઓ દરબારમાં લઇ જાય છે, માટે અત્યારે ગામ બહાર ધર્મશાળામાં જઇ સુઇ રહો સવાર થાય એટલે દરવાજા ઉઘડશે તે વેળા આવજો તે સાંભળી રૂડીયો વીચાર કરે છે કે હું મનની ધારણા પ્રમાણે વહેલો આવી પહોચ્યો તો દરવાજો બંધ છે ને મારે તો રાણીના કહયા પ્રમાણે કામ કરી અમનગર જવું જોઇએ. પણ આટલી વાત સારી બની છે કે રાત મારા કબજામાં છે તો પણ ફરી નમ્રતાથી વીનવીને કહું તેને જો દયા આવે ને દરવાજો ઉઘાડે તો મારૂ કામ કરી પંથે પડું એમ ધારી બીજીવાર દરવાનને કહે છે કે દયાવંત દરવાન સાંભળ.

દુહો—લળી લળી લાગુ તારે પાવલેરે જઇ દરબારને જગાડરે
જઇ૦ વહેલો લાવય તું તો કુંચીગોરે પછી દરવાજો ઝટ ઉઘાડરે

રબારી કહે છે કે દરવાન આ વખતે મારે એવું જરૂરનું કામ છે તેથી હું ફરી તારે પગે અતી નમ્ર વીનંતી કરૂં છું કે તું હમણા જઇ દરબારને જગાડી કુંચીઓ માંગી લાવી દરવાજો ઉઘાડીશ તો તારો મોટો પાડ માનીશ તે સાંભળી દરવાન કહે છે કે ભાઇ તારા અતી નરમાસ ભરેલા બોલ સાંભળી મને તારી બહુ દયા આવે તે છતાં તારો બોલ પાળી શકતો નથી માટે શરમ પણ આવે છે એમાં કંઇ નથી પણ બાપ રાજાનો હુકમ કેમ તોડાય કદાપી રાજા પોતે બહાર ગયા હોય ને દરવાજો બંધ થયા પછી આવે તો પણ દરવાજો ઉઘાડવાનો હુકમ નથી. એ સાચુ માની મારી ઉપર વગર સમજી રીસ કરીશ નહિ. હું નીરપરાધી હુકમને તાબેદાર છું. દરવાનના વચન સાંભળી રબારી છેક નીરાશ થઇ પોતાની સાંઢને કહે છે મારી વહાલી તે ઘણીવાર મારાં કામ પાર પાડયાં છે તેથી આજે પણ તારે ભરોસે આવ્યો છું તેથી તું મને નિરાશ કરીશ નહી હોં ?

દુહો—ચતુર વહાલી તું સાંઢણી, મને પુર્ણ તારો વિશ્વાસ
માટે ખેપ કરી તે સહુ ખાલી જશે, કામ મળવાની પછે શી આસરે

રૂડાઓ પોતાની સાંઢને કહે છે કે ઘણી વખત તારા ગુણને ચતુરાઇનો મને પરિપુર્ણ વિશ્વાસ છે કેમકે ઘણી વખત મારા મનમાં ધર્યા મુજબ કામ પાર પાડી તેં મને બહુ લાભ આપ્યો છે માટે આ વખત ધાર્યું કામ પાડતાં વાર લાગશે તો તારી ને મારી બેગી આબરૂ જશે ને ફરીથી બરૂંસો કરશે નહી માટે કોટ કુદી અંદર દાખલ થયા વગર બીજો ઉપાય નથી. તેમાં વળી બીજી મોટી હરકત નડે છે તે એ કે ગઢની પાસે અંદરની બાજુ મોટી ઉંડી ખાઇ છે તે

કુદતાં જો તેમાં પડીયે તો તરી ને મારા જાન જાય તેથી દામાવંતી નિરાશ થાય ને આ જગતના લોક હાંસી કરે માટે મારી વહાલી આ વખત તારી ને મારી પરમાત્મા લાજ રાખે તો સારૂં થાય એમ કહેતાં રબારીને આંખોમાંથી ચોધાર આંસુ સાંઢણીની પીઠ ઉપર પડતાં સાંઢે જાણ્યું જે મારો પાલનકર્તા મને પોતાના પાટવી પુત્ર કરતાં અધીક લાડ લડાવે છે તેને હું શી રીતે કીમત આપું કેમકે મારાથી પણ કંઇ માણસના પેઠે બોલી શકાતું નથી એમ વિચાર કરી સાંઢણી પોતાના મનમાં ઇશ્વરનું સ્મરણ કરી કહે છે હે ચૌદ લોકના નાથ તારાં હજાર હાથ છે તે પ્રત્યેક નામના અસંખ્ય ગુણો પ્રાણી માત્રને સ્તુતી કરતા છે તારા ગુણનું વર્ણન હજાર મુખથી શેષનાગન કરી શકે તો બીજા પ્રાણી કોણ ગણત્રીમાં છે, હે દીનદયાળ ! આ વખત મારી પશુજાતીથી જો બોલી શકાતું હોય તો હું રૂડીયાને કીમત આપત માટે મહારાજ આ વખતે તેને હું ખુલાસાબંધ ઉત્તર આપું એટલીવાર અને મનુષ્યની વાચા આપે તો સારૂં એવી દીનવાણી સાંભળી ઇશ્વરે સાંઢને વાચા આપી એટલે કહે છે.

દુહા—મુજ છતાં શીદ સોચના કરેરે, તું તો આવડો દુખી કેમ થાયરે, તું તો. કહેતાં જાઉં આકાશમાં તને આંચ ન આવે કાંઇરે તને. તાણીને તંગ જોરથીરે કાંઇ ઢીલી મેલજે દોરરે કાંઇ૦ એક એક ખેતરવા પાછી ફેરવી મુને ઠેકાવજે કરી જોરરે મુને૦ કોટના પાડુ કહેતો કાંગરારે વેગે જઇ પડુ શાહેરની માંહરે.

સાંઢ કહે છે તેં મને બહુ લાડ લડાવી સુખ આપ્યું છે તેથી પમેશ્વરની કૃપાથી આજ તને નિરાશ નહિ કરૂં તું કહે તો પંખીની પેઠે આકાશમાં ઉડી જાઉં તુ એક ખેતરવા મને પાછી હઠાવીને મારો તંત્ર ગણી દોર ઢીલી મુકીને જોરમાં દોડાવી ગઢ નજીક આવતાં કુદાવજે તો ગઢ અને ખાઇ એક પલકમાં કુદી જઇશ તો પણ તારા

પેટનું પાણી નહી હાલવા દઇ માટે એ વિષે તું જરાય ચિંતા કરીશ નહી એવી રીતે સાંભળીને રૂડીરાયે કહ્યા પ્રમાણે થેકડો ભરાવ્યો તે વેળા સાંઢ પક્ષીની માફક ઉડી તે કોટ અને ખાઇ બેઉ ઠેકીને નીચે ઉતરીને તરત સાલાસુલાની પોળ આગળ ઉભી રહી એટલે રૂડાયો પોળીયાને હાંક મારી કહે છે.

દુહો—પોળીયા મારા તું તો બાંધવોરે કાંઇ સાલાસુલાને જગાડરે કાંઇ૦ કામ ઓપટીનું મારે ઘણુંરે માટે ઝટ દરવાજો ઉઘાડરે. મારે૦

એવી રીતે રબારીનો અવાજ સાંભળીને પોળીયાયે તરત પોળનો દરવાજો ઉઘાડયો એટલે સાલાસુલાના મહેલમાં જઇને તેને જગાડીને કહે છે.

દુહો—સાલાસુલા તમને વીનવુંરે કાંઇ લગીલગી લાગુ પાયરે કાંઇ માંડવગઢથી વેગે કામે આવીગો, મને વાર ઘણેરો થાય મુને૦ માટે વહેલા તમે ઉઠોનેરે કાંઇ તત્પર થાઓ નરેશરે કાંઇ રાણી દામાવંતીનો કુંવરને, એનો પીતા કાઢે પરદેશરે એતો૦ માટે રાણી પાસ મને મોકલ્યોરે તમ ભાણેજ જાય પરદેશરે એતો૦ માટે રાણીયે પધારીને રોકીએ, કુંવર છે અતી બાળવેશરે, કુંવર.

એવી રીતે રૂડાયાનાં બહુ તાકીદના વચન સાંભળીને સાલાસુલો સારી રીતે હુશીયાર થઇને રૂડીયાને સર્વે હકીકત પુછી ત્યારે દામાવંતીએ એને જે બીના કહી હતી તે સર્વે. વીગત સુદ્ધાં સંભળાવી કે તમારા ભાણેજ ગજરામારૂને એના બાપે દેશવટો દીધો છે તેથી તે કાળા વસ્ત્ર પહેરીને કાળા ઘોડા ઉપર બેસી વનવાસ જવાને પોતાની માતાની રજા લેવા આવ્યો હતો તે વાત જાણીને દામાવંતીએ ઘણી રીતથી સમજાવી કહ્યું કે પુત્ર તું મને શોક સાગરમાં નાખી વનવાસ જઇશ નહિ એમ કહ્યું પણ તે માનતો નથી માટે હેવટે કાલાવાલા કરી આજની રાત રાખ્યો છે, સવારમાં તો તે જરૂર

વન જવાનો, માટે દામાવંતીએ અરધી રાતે મારે ઘેર આવી હુકમ કરી તાકીદથી મોકલ્યો છે કે અત્યારેજ મારા ભાઇને તરત તેડી લાવ. માટે બીજી વાત કરવી જવા દઇ તમો વહેલા તૈયાર થાઓ તો આપણે વહેલા જઇ પહોંચીયે એવી રીતે રૂડીયાનાં વચન સાંભળી સાલોસુલો પોશાક પહેરીને હથીયાર બાંધી રૂડીયાની સાથે સાંઢ ઉપર બેસીને દરવાજા ઉઘડાવી પંથે ચાલ્યા તે જોત જોતાં પવનવેગે માંડવગઢ પહોંચી દામાવંતીને મહેલે જઇ વધામણી ખાધી કે બાઇસાહેબ તમારા ભાઇને તેડી આવ્યો છું. ને સાંભળી દામાવંતીએ પોતાના ભાઇનું મોં જોતાં રૂડીયાને કબુલાત પ્રમાણે પોષાક તથા દ્રવ્ય આપી રાજી કર્યો એટલે તે રજા લઇ પોતાને ઘેર ગયો તે વખતે દામાવંતીએ બહુ આશીશી આપી પછી પોતાના અને સર્વે કુટુંબ કબીલાના સમાચાર પુછયા તે બાદ પોતાના પુત્રના સમાચાર કહ્યા કે ભાઇ તારા ભાણેજ મને શોકસાગરમાં નાખી વન જવાને તૈયાર થયો છે તેને નાના પ્રકારથી સમજાવ્યો પણ રહેવાની ના કહે છે માટે રૂડીયાને અત્યારે તારી પાસે મોકલીને તને તેડાવ્યો તે સવાર થતાં પહેલાં અગત્યનો ઉપાય કરી રોકી રાખવો જોઇએ. તેનો એક ઉપાય હાલ મને સાંભર્યો છે તે જો તારી નજરમાં આવે તો રોકી રાખીયે ભાઇ કહે છે કે બેન સુખેથી કહે તે સાંભળી દામાવંતી કહે છે કે કમળાવતી નગરીના રાજા ગુલાબસીંહની પુત્રી ચંપાદેવી સાથે આ તારા ભાણેજનું વેવીશાળ કરેલું છે કન્યા બહુ રૂપગુણની ભરેલી મહા ચતુર તેમજ માયાળુ છે પણ હજુ કુંવરીનાં લગ્ન થયા નથી, તુ એને ગમે તેમ સમજાવીને અત્યારે જઇને તેના સસરા સાસુને સમજાવી ઘડીયા લગ્ન થઇ પરણાવી દે તો તેની સ્ત્રીનાપર ગુણથી મોહ પામી રહેશે અથવા તેની સ્ત્રી ગમે તેમ સમજાવી તે રાખશે માટે એ કામ હાલ કરવું જરૂર છે તે સાંભળી સાલાસુલો કહે છે કે બેન તું કહે છે તે મારા ધ્યાનમાં છે.

પણ જો રૂડીઓ હીમત કરી સાથે આવે તોજ એ કામ બની શકે, તે સાંભળી દામાવંતીએ પોતાની હુશીયાર દાસીને બોલાવીને કહ્યું કે હે દાસી! તું રૂડીયાને ઘેર જઇને તરત મારી પાસે તેડી લાવ તે સાંભળતાં દાસી જઇને તરત તેડી લાવી તરત રૂડીયાએ દામાવંતીને તથા સાલેસુલાને સલામ કરીને પુછ્યું કે હું હમણાંસુ તમારી પાસેથી ઘેર ગયો. એટલામાં પાછો બોલાવ્યો તે શું કામ છે? જે કામ હોય તે સુખેથી કહો તે સાંભળી સાલાસુલો કહે છે કે આજે સવાર થતા પહેલા કળાવતી નગરી જઇને ગુલાબસિંગ રાજાની પુત્રી ચંપાદે સાથે ગજરામારૂને પરણાવીને પાછો ઘેર લાવવો છે તે કામ તારી હીંમત હોય તોજ થાય એવું સાંભળીને રૂડીયાએ ઉત્તર આપ્યો કે મહારાજ મારા ઘટમાં પ્રાણ છે ત્યાં સુધી તમે જે હુકમ ફરમાવશો તે કરવાને હું હાજર છું એવું સાંભળી દામાવંતીને સાલાસુલો બેઉ રાજી થયાં પછી ગજરામારૂને ધીરેથી હાક મારી જગાડીને હુંશીયાર કર્યો એટલે મારૂજી પુછે છે કે મામા સાહેબ! આ વખતે તમે ક્યાંથી પધાર્યા ત્યારે મામો કહે છે કે ભાણેજ મોશાળમાં તારી મામી તથા બેવ ભાઇઓ તથા તારી મોટીમા વિગેરે બહુ સંભારે છે કેમકે તું ઘણા દીવસથી મોસાળ આવ્યો નથી માટે તને તેડવા આવ્યો છું તે સાંભળી મારૂજી કહે છે કે મામા એ વાતની ક્ષમા રાખો સવારના પોહોરમાં વનવાસ જવું છે તેથી કોટી ઉપાય કરેથી પણ રહેનાર નથી ત્યારે મામો કહે છે કે વારૂ જેમ તું કહીશ તેમ કરીશું પણ હાલ તું મારી સાથે મોસાળ આવીને સર્વેને મળી પાછું જવું હોય તો જજે એમ કહી તે વાત કબુલ કરી ત્રણે જણ સાંઢ ઉપર બેઠા એટલે રૂડીયાએ પવનવેગે ચલાવીને કમળાવતી ધાર્યા પ્રમાણે આવી પહોંચ્યા એટલે તુરત ગુલાબસિંહને મોહોલે ગયા ત્યાં સેવકને કહ્યું કે તારા રાજાને હમણાં જગાડ કેમકે મારે જરૂરનું કામ છે તે સાંભળી સેવકે ગુલા-

બસિંને હાંક મારી કહ્યું કે મહારાજ આપને મળવાં કોઇ ત્રણ માણસ આવ્યા છે. તે સાંભળી તેઓને બોલાવીને એક મહેલ કાચ ઉપર બેસાડી કુશળ વર્તમાન પુછીને રાતે આવવાનું કારણ પુછયું ત્યારે સાલોસુલો કહે છે કે આ તમારા જમાઇને તેના બાપે દેશવટો દીધો છે તેથી આજ સવાર થતાં વનવાસ જવા તૈયાર થયો છે તેને નાના પ્રકારથી એની માએ વીનવી સમજાવ્યો પણ રહેતો નથી માટે અત્યારે તમારી પુત્રીને ઘડીયાં લગ્ન લઇ પરણાવવી જોઇએ તે સાંભળી ગુલાબસિંહ બહુ શોકાતુર થયો એટલે મારૂનો મામો કહે છે કે મહા-રાજ આ વખત બધાને વીચાર કરી ખોટી થવાનો નથી માટે ઝટ કામ કરી લ્યો તે સાંભળી ગુલાબસિંહ પોતાની રાણી પાસે જઇ તેને જગાડીને કહે છે કે હમણાંને હમણાં તમારી દીકરીને પરણાવો તેનું સર્વ કારણ કહ્યું. ત્યારે રાણી બહુ શોકાતુર થઇ પોતાના પતીને કહે છે કે હે સ્વામીનાથ મારી એકની એક મહા ચતુર રૂપગુણના ભંડાર જેવી દીકરીને મોટો માંડવો રચી ધામધુમથી પરણાવવાની છે તેને અત્યારે ઘડીયાં લગ્ન લઇ શી રીતે પરણાવું ? હે રાણી પ્રાણીમાત્રને જે નસીબમાં જે કાળે :સુખ દુઃખ લલાટમાં ભોગવવાનાં આવે છે તે ભોગવ્યા વગર કોઇનો છુટકો થતો નથી. માટે આપણી સાથે વીધાત્રીને એવીજ લેણાદેણી, હશે તેથી તુ પુત્રીને ઝટ જગાડીને સર્વ વર્તમાન કહે તે સાંભળી રાણી પુત્રીને કહે છે લાડકડી તને વાત કહું તે એક ચીતે સાંભળ.

દુહો—મામોજી આવ્યા છે તાહગારે તારા વરને લઇને હાલરે
તા૦ એના બાપે દીધો એને દેશવટો, માટે પરણીને તરત જાશે વનરે
તા૦ મનના મનોરથ મનમાં રહ્યારે, કાંઇ અકળમતી અવીનાશરે કાંઇ
લખ્યા લેખ એ તારા ભાગમાં, તારો વર જાશે વનવાસરે તારો૦

રાજકુંવરને પરણીને જાણે મળો૦ બેઠી ચાવું પાનરે જાણે૦ નેવાતનો રહી જાસે ઓરતોરે, તું તો મારૂં કહ્યું સત્ય માનરે તું તે૦

રાણી કહે છે કે હે પુત્રી! મેં અને તારા પીતાજીએ તને અપાર સુખમાં નાંખવા માટે માંડવ ગઢના જાસાજામના પરાક્રમી પુત્ર ગજરા-મારૂં સાથે તારૂં વેવીશાળ કર્યું હતું તેથી મોટી ધામધુમ કરી તને પરણાવત પણ દેવની અકળગતિથી એવો યોગ બન્યો કે તારા દેવરૂપ અને સદ્દગુણી વરને એના પીતાએ દેશવટો દીધો છે, તેથી તે વનજવા તઈયાર થયો હતો, તેને અટકાવીને તેના મામે રૂડીયા રબારીને સાથે સાંઢ પર બેસી આપણા મહેલમાં આવી કહે છે તે હમણાં ને હમણાં તમારી કુંવરીને પરણાવી દો, માટે અમો અત્યારે આવ્યા છીએ પણ સવારે તો વન જનાર છે. એમ કહે છે માટે હે લાડકી તારી શી મરજી છે તે મારે જરૂર જાણવું જોઇએ કેમકે અત્યારે પરણી સવારે વન જશે ને લખીત હશે ત્યારે આવશે માટે હાલ સુખની આશા રાખવી નહિ. તેમ તે વાતમાં અમારો કશો દોષ કાઢીશ નહિ જો તું હા પાડીશ તોજ પરણાવીશું ને સારૂં ઇશ્વર આજ્ઞાથી સાચુ કહું તે સાં-ભળી ચંપાવતી પોતાના મનમાં ઉંડો વીચાર કરી કહે છે કે હે મારા વિવેકી અને પરમ દયાળુ માતાપિતા તમે સર્વ પ્રકારે મારા સુખસાગરછો માટે તમને રૂડું ગમે તેમ કરવાને તમે મુખત્યાર છો અંહી સુખ દાતા તમો બહુ આગ્રહ કર્યો છે માટે શરમાતા તમને કહું છું તે સાંભળો,

દુહો—સુખ દુઃખ કરમે જે લખ્યું તે મિથ્યા ન થાય માબાપરે તે૦ એકવાર જીભે કહીજ કર્યો માટે બીજો કહેતાં બેસે પાપરે માટે૦

ચંપાદે કહે છે કે મારા સુખ સાગર માતાપિતા તમો સંપુર્ણ સંપુર્ણ છો માટે જે તમે કરશો તે રૂડું કરશો મારા ભાગ્યમાં જે ભરથાર લખ્યો હતો તેની સાથે તમે વચન બંધાઇ સગાઇ કરી છે તે મારે વારંવાર કબુલ છે એવી રીતે કુંવરીનાં વચન સાંભળીને તેનાંમ

અને બાપ બેઉ વિચાર કરી માંહોમાંહી વાત કરી કહે છે કે, પુત્રી કહે છે તે સત્ય છે, માટે અત્યારેજ પરણાવી દઇએ એવો નિશ્ચય કરી એક શેવકને મોકલી પોતાના ગોરને બોલાવી તે સમયે શુભ ચોઘડીયું જોઇ લગન નક્કી કરીને પ્રધાનને સામનની ટીપ વજ વખતે જોઇતી જણસો મંગાવી કન્યાદાન આપીને મંગળફેરા ત્રણવાર ફેરાવ્યા અને ચોથોફેરો; બાકી રહ્યો એટલે ગજરામારૂએ પોતાના મનમાં વીચાર કર્યો કે જો હું ચારે ફેરા પુરા કરી આ રૂપવંતી ને ગુણવંતીના મોહના ફંદમાં પડીશ તો મારાથી વન જવાનું બને નહિ ને મારા પિતાનું વચન જાય તે ઠીક નહિ એવો નિશ્ચય કરીને પોતાની તલવાર મ્યાનમાંથી કાઢીને વરમાસા કાપી નાંખીને ત્યાંથી નાસવા માંડયું એટલે તેના મામા એ ઘણો સમજાવ્યો પણ કંઇ માન્યું નહી ને પોતાના મામાને કહ્યુંકે મારે વન જવાનો વખત છે માટે મને કૃપા કરીને રજા આપો હવે ખોટી કરશો નહી એવા વચન સાંભળી મારૂજીના તરવાર સાથે ચોથા મંગળના ફેરા ફેરવી લગન કર્યા સાંઢ તૈયાર કરાવી ત્રણ જણને વિદાય કર્યા ચંપાદેને પોતાને ઘેર રાખી હવે રૂડાગો પોતાની સાંઢને પવન વેગે ચલાવી તે થોડી વારમાં એક સુંદર ગામમાં આવ્યા પછી ગામ વચ્ચે થઇ જતાં ત્યાં ભવાયા રમતા હતા તે જોવામાં રૂડીયાગે થોડીવાર ઉભી રાખી ભવાઇનો ખેલ જોયો એવામાં તરગાળા માંહોમાંહી વાત કરે છે કે ભાઇઓ આજે આપણે તરેહવારના વેશ કાઢી ઘણીવારથી રમીએ છીએ તો પણ રાત નીકળતી નથી એનું કારણ કાંઇસમજી શકાતું નથી તો પણ કહું કે રાતને કોઇએ બાંધી રાખી છે તેથી ઘણા જનના ગોરસ ખાટાં થઇ જશે વળી માળીયોના ફુલ કરમાઇ જશે એ વિગેરે ઘણા લોકોને નુકશાન લાગશે માટે હવે તો આ તરગાળાને રાજી કરી

શ્વર તરફ રવાને થઇએ તે પછી રાયકે માંડવગઢની ભાગેળે જઇ છોડી મુકીયે એવો વિચાર કરીને પોતાના પગમાંથી રૂપાનો તોડો કાઢીને તરગાળાને આપ્યો, એટલે તેના ટોળાના સરવ તરગાળા બહુ પ્રસન્ન થયા એટલે રૂડીયાનું નામ પુછી તેનો જય બોલાવી ભુંગળ વગાડી એટલે રૂડીયાએ પોતાની પવનવેગી સાંઢને જોરમાં ચલાવી તે થોડી વારમાં આવી દામાવંતીને મહેલે સાંઢને ઉભી રાખી એટલે મારૂજી તેનો મામો સાલોસુલો એ ત્રણ જણ નીચે ઉતરી દામાવંતીના મહેલમાં ગયા એટલે તેઓને જોઇને પોતાના મનમાં રાજી થઇ પોતાની બેનને પુછે છે કે કેમ બેન ધારેલું કામ ફતેહ કરી આવ્યા તે સાંભળી સાલોસુલો કહે છે કે હા બહેન જગદેશ્વર મહાદેવને કૃપાએ અને રૂડીયાની મહેનતથી ગજરામારૂજીને પરણાવી કુશલ કલ્યાણથી તારી પાસે આવ્યા છીએ તેનું સાંભળી દામાવતી કહે છે કે ભાઈ, તું મારી જનમથી સંભાળ કરે છે તેમ આ વખત પણ બહુ મહેનત લઇ ખરી ઓપટીના વેળાએ કામ કર્યું તેથી તને આશીષ દઉં છું,

જગદેશ્વર મહાદેવ તારા મનના સર્વે મનોરથ પુર્ણ કરો તેમજ પરમેશ્વર કલ્યાણ કરો એવો આશીર્વાદ છે પછી પોતાના કુંવરને કહે છે કે હે પુત્ર તારો જન્મ થયા પછીથી તે આજ સુધી હું તારા આનંદીત મુખ જોઇ સદાય પ્રસન્ન રહું છું એવું સાંભળી મારૂજીએ પોતાની માને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને કહ્યું કે મારી શકવાનો નથી માટે હું જન્મ પુરા થતાં સુધી આપનો આભારી છું હવે મને રજા આપો તો બહુ સારૂં એવું સાંભળી દામાવંતી કહે છે કે હે પુત્ર તે મારી અત્યાર સુધી આજ્ઞા પાળી છે માટે એક કલાક સબુર કર કેમકે રસોઇતો હુકમ કરી રસોઇ તરત તૈયાર કરાવું તારો મામો તથા તું અને હું આપણે ત્રણે સાથે બેસીની જમીએ

અને રૂપીયાને પણ જમાડીયે પછી તેને મહેનતના "બદલામાં ઇનામ અપાય તે સાંભળી મારૂએ કબુલ કર્યું એટલે દામાવંતીએ કહ્યા પ્રમાણે રસોઇયા પાસે ઘણી સ્વાદિષ્ટ અને તરેહવાર રસોઇ તૈયાર કરાવી ભાઇબાઇભેન ને એક થાળમાં તુપ્ત કરી જમાડીને પોતે જમીને રૂંડીયાને જમાડી પાન સોપારીના બીડા ખાઇ રૂંડીયાને ફરીથી પાચ પોષાક પહેરાવીને સવાલાખ રૂપીઆ રોકડા આપી કરી પોતાના ભાઇને કહે છે કે ભાઇ તું થોડા દહાડા રહે તો સારૂં તે સાંભળીને તેનો ભાઇ કહે છે કે બહેન તારૂં કામ થયું એટલે હવે મને ખોટી કરીશ નહી પછી રૂંડીયાને હુકમ કર્યો કે જા ભાઇને એને ઘેર મુકી આવ તે સાંભળી રૂંડીઆએ સાંઢ તઇયાર કરી સાલા સુલાને અમનગર મુકી આવ્યો પછી દામાવંતીએ તેને ઘેર જવાની રજા આપી એટલે પોતાને ઘેર જઇ રાતને બાધી હતી તે છોડી મુકી એટલે સર્વ ઠેકાણે વાણું વાયું તે જોઇ ગજરામારૂએ પોતાને વન જવાનાં ઘોડા ઉપર સાદુ સાજ નાખી કાળાં વસ્ત્ર પહેરીને પોતાની માતાને જઇને કહે છે કે માજી હવે રજા આપો એટલે હું પંથે પડું એવું સાંભળી માતા કહે કે તું વન જા એમ મારાથી કહેવાતું નથી.

દુહો—સુત પ્રભતિ સંચરો, તમે રવા ઉગમતે સુર; તમે પરધરતી પર રાજમાં વીરા વશો બણેર તુરરે; વીરા૦ સુનો થાશે તારો ઢોલીયોરે વળા ઘોડા વીના ગોડારરે વળી૦ મારૂં સુનારે મેડીને સુના ભાવડી સઉ સુના તારા શણગાર સૌ૦ સુના તે દાસને દાસીઓરે પક્ષી વહીવા સુના મુક્યા ખવાસરે વળી૦ સુના તે બાગને બંગલા તુજ જાતાં સુના અવાસરે તુજ૦

દામાવંતી કહે છે હે પુત્ર તું અત્રેથી જતાં તારા ઘોડા રથ બળદ, પાલખી દાસ દાસીયા તથા મોર પોપટ, મેના કોયલ વગેરે પક્ષીઓ ઉભા થઇ વિયોગથી ઝુર્યા કરશે વળી તારાં નાના પ્રકારનાં

વસ્ત્ર અલંકાર અને નાના રૂપાના રમકડાં વગેરે જોઇ મારૂં હૈયું અહો નીશ અફશોસ કરશે માટે મારો ઉપાય ન ચાલતાં તને જવા દઉં છું તે વાદ રાખજે તને રસ્તે રામની ગામમાં ગોવર્ધનનાથની વનમાં વનમાળીની જગામાં જગદીશની દિવસે સુર્યની અને રાતે ચંદ્રમાની વગેરે સર્વ દેવ રક્ષા કરો એવો આશીર્વાદ દીધો એટલે મારૂજીએ પોતાની માને પ્રણામ કરી કહ્યું કે માતાજી તમે મારી કશી ચીંતા કરશો નહી હું કુશળ કલ્યાણથી વહેલો આવીશ એમ કહી ઘોડા ઉપર બેસીને પોતાની માતાને કહે છે કે તમારા કહ્યા પ્રમાણે સુરજ પણ ઉગ્યો માટે એક પલવાર પણ રહેનાર નથી એમ કહી પવનવેગે ઘોડો ચલાવીવનને રસ્તે ચાલ્યો તે સાંજે વનમાંથી ફળ ખાઇ પાણી પીને ઘોડાને વીસામો આપીને પાછો પરોઢીએ પંથે પડયો તે વીચારમાંને વીચારમાં રસ્તો ચુકયો એટલે મહાવનમાં ઘણું અથડાતાં પાંચ સાત દિવસ જતાં રહ્યા ને એક ભોમીયાને પુછી તે રસ્તે ને ત્રીજે પહોરે એક શહેરમાં પહોંચ્યા તે કયુ શહેર છે તેની મારૂજીને ખબર નહોતી પણ તે પોતાના સસરાનું ગામ હતું ત્યાં રાણી ચંપાદે પોતાના મનમાં વિચાર કરે છે છે કે પરમેશ્વરે કૃપા કરી મને ઉત્તમ કુળના રાજવંશી મહાચતુર વર આપયો ને સ્વરૂપે પણ અતી સુંદર છે પણ હાય શાંકા મનો અરે પ્રભુજી મેં પુર્વજન્મે શા પાપ કર્યા હશે જે મારા પતીવીન મને કશુંએ ગમતું નથી માથામાં ધુપેલ સરખુ ઘાલતી નથી તેથી મારૂ માથુ દુખ્યા કરે છે માટે આજે તો દાસી પાસે ચંબેલીનું તેલ મંગાવી માથે ઘાલુ તો કાંઇ માથુ દુખતુ રહે એવો વિચાર કરી પોતાની દાસીને બોલાવીને કહે છે કે હે દાસી આપણા સરઇયાની દુકાને જઇને ચંબેલીનું તેલ લઇ આવ. દાસી કચોલું લઇ સરઇયાની દુકાને જઇને કહે છે.

દુહો સરઈઆ તુ તો સારૂં જોઈને મને આપને ચંબેલી તેલ. મુને ઝટપટ કરી તું તો જોખજે તારૂં કામ પડયું સહુ મેલરે તારૂં

દાસીને કહે છે હે સરઈયા તું મને સારૂં જોઈને ચંબેલી તેલ આપ તે સાંભળી સરઈયો પુછે છે કે રૂસી તું આજે ઘણે દહાડે તેલ લેવા કેમ આવી! એવુ સાંભળી દાસી કહે છે કે મારી બાઈએ આજે હુકમ કર્યો ત્યારે આવી અમારી ઉપર જે વખત જે હુકમ થાય તે કામ કરવું જોઈએ. માટે તું વાર ન કર તે સાંભળી સરઈયાએ થઈ એટલામાં રસ્તામાં એક કાળા ઘોડા ઉપર કાળો પોશાક પહેરેલો ગઢ તેને સારૂ સુગંધીદાર ચંબેલી તેલ આપ્યું તે લઈને દાસી ચાલતી સ્વરૂપવાન માણુસ જોઈ પોતે તેની સામું નીરખીને જુએ છે એટલામાં તેણે એક ચમત્કાર જોયો જે ગજરામારૂજી કાળા ઘોડા ઉપર કાળા વસ્ત્ર પહેરી બેઠેલા જોયા એટલે તેમના મનમાં એકાએક ફાળ પડી કે આ શો જુલમ એવું મનમાં આવતા હાથમાંથી તેલનુ કચોળુ નીચે પડયું તેથી તે ઘોળાઈ ગયું તે જોઈ સરઈયો પુછે છે છે કે હે દાસી તે સાંભળી દાસી કહે છે કે બાઈ પડી ગયું તો બીજું લેઈશું તેની તું ચીન્તા કરીશ નહી એવો ઉતર આપતી તરત દોડતી પોતાની બાઈ પાસે આવીને તેને કહે છે.

દુહો કાળે ઘોડેને કાળે લુગડેરે બેઠો ગજરામારૂ અસ્વારરે સાચુ માનોને મારી બાઈજી એતો નિશ્ચય તમારા ભરથારરે.

દાસી કહે છે કે બાઈસાહેબ આપની આજ્ઞાથી હું સરઈયાને ત્યાં ચંબેલીનું તેલ લેવા ગઈ હતી તે લઈને તમારી પાસે આવતાં એકા એક ચમત્કાર જોયો કે કાળા ઘોડા કાળાં લુગડાં પહેરી તમારા સ્વામી ગજરામારૂજી અસ્વાર થઈ ચાલ્યા જાય છે તે જોઈને મારા પેટમાં ફાળ પડી મારૂજી આવા વેષે કયાં જવા નીકળ્યા હશો? એવો વિચાર આવતાં તેલનું કચોલું પડી ગયું તેથી તે બધું ઢોળી ગયુ

માટે તે આપને જાહેર કરૂં છું તે સાંભળી ચંપાદે દાસી ઉપર રીસ કરીને કહે છે

દુહો—જારે જુઠા બોલી વાંદરી, સુણતાં વાગ્યાં કટારીનાં બાણરે સુણતાં૦ મનમાં વિચાર તે નવ કર્યો, કરી મશ્કરી તે જોઇ દાવરે કરી૦ ચંપાદે રીશ કરીને કહે છે કે જુઠા બોલી દાસી તે મને ફાળ પડે એવા જુઠા સમાચાર કહી મને શોક સાગરમાં નાંખી એ તેં ઠીક કર્યું અરે તેં નીચ જાતે મારી મશ્કરી કરી જા રાંડ ધીકકાર છે તેં જે મારૂ મન વિના કારણે દુખાવ્યું તે સાંભળી દાસી કહે છે કે બાઇ સાહેબ, હું તમારૂં રાત દીવસ નીમક ખાઈ તમોને સદા રાજી રહો તેવી સેવા કરૂં છું ને આજે તમને ફાળ પડાવી એવો અપરાધ મુકયો તે તપાસ કર્યા વિના મુકયો છે માટે જરા તસ્દી લઇ તમે મારી સાથે અગાસી ઉપર ચાલો એટલે તમને ખરી કે ખોટી જે તે વાત સમજાશે તે સાંભળી બેઉ જણ અગાસી ઉપર ચઢી રસ્તામાં જુવે છે તો ખરેજ ગજરામારૂજી દાસીના કહયા પ્રમાણે જોયા એટલે દાસીને કહે છે કે તારી વાત બધીએ સાચી છે માટે તું નીચે જઇ મારા વહાલા પતીને મારી પાસે તરત માન આપી બોલાવી લાવ હું પણ અહીંથી કહું છું.

દુહો—ઘોડેરે બાંધું ઘોડારમારે. કોઇ પલાણ મેલું પરસારરે, કાંઇ ધન્ય દામાવંતીના દીકરા મારે મહોલે પધારોને વ્હાલારે ગારે૦

એવા શબ્દ સાંભળી મારૂજીએ વીચાર કર્યો કે ભાઇ કીયા શહેરમાં આવ્યો છું તે મને ખબર નથી એ બોલાવનારી મને શાથી ઓળખે છે. તેથી મારૂં સગુવહાલું હશે માટે થોડીવાર મળતો જાઉ એવો નિશ્ચય કર્યો એટલે દાસી કહે છે કે મહારાજ આપના ઘોડાને એકાંત ઓરડામાં બાંધી તેને ઘાસ નાખી દાણો પણ ખવરાવું છું ને તમારૂં પલાણ મહેલની પરસાળમાં એક બાજુએ મુકુ છું. આપ

નીરભયતાથી મહેલમાં પધારો તે સાંભળી મારૂજી ઘોડો દાસીને સોંપી મહેલમાં ગયા ત્યાં રાણી ચંપાદેએ બહુ આદરમાન આપી એકરત્નજડીત્ર કોચ ઉપર બેસાડીને ઠંડુ પાણી લાવીને પાયું તે પછી પાનસોપારી એલચી જાયફળ વગેરેનું બીડું આપી મધુર શબ્દોથી તેમના કુશળ વર્તમાન પુછ્યા તે શબ્દો સાંભળી મારૂજી પ્રસન્ન થયા એટલે તેની સાથે નાના પ્રકારની વાતો કરી મોહજાળમાં ફસાવી દીધા પછી રસો-ઇયા પાસે સ્વાદીષ્ટ રસોઇ નાના પ્રકારની કરાવી તેનો કાળો પોશાક ઉતરાવી સેવકો પાસે સુગંધી તેલ ચોળાવી ગરમ પાણીથી નવરાવ્યા પછી દીલ કોરૂ કરી પીતાંબર પહેરાવી રૂપાને પાટલે બેસાડી સુવર્ણ થાળમાં સર્વે સાહિતા પીરસી બહુ જમાડયાં તેની સાથે હાસ્યવિનોદના વચનથી તૃપ્ત કરી મશાલેદાર પાનનું બીડું આપી પોતે પણ જમીને મારૂજી પાછળ આવી બીજા સર્વે હજુરી દાસદાસી જમવાની રજા આપી એ રીતે ત્રણ દીવસ રાખી સુખશાંતી પમાડયા પછી બીએ સોગટાં બાજી રમવા માંડી મારૂજીની બાજી જીતપર જોઇ કેહે છે કે મહારાજ આપ બાજી રમવામાં મારાથી ઘણા ચતુર છો તેથી બાજી પણ જીત પર છે તે સાંભળી મારૂજી કહે છે કે હે સુંદરી આ સંસારમાં હારવું તેવું સુખદુખ લાભ ખોટ વગેરે પોતાની અવધીએ ચાલી પોતપોતાનું ફળ આપી અવધી પુરી થએ જાય છે. માટે જેમ લખીત હોય તેમજ બને તે સાંભળી ચંપાદે કહે છે કે હે સ્વામીના નાથ આપ જે કહો છો તે સર્વ ખરૂ છે, થોડા દીવસઉપર આપ પોતા મામા સાથે અડધી રાતે આવી મારી સાથે ઘડીયા લગનથી પરણ્યા તે સમયે ત્રણ મંગળ ફેરા ફરી ચોથો ફેરો બાકી રહ્યો તે તે વળી તમે વરમાળ કાપીને નાસી ગયા હતા એવા હઠીલા છો તો પણ મને મારા પ્રાણ કરતાં અધીક વહાલા છો હું અહોનીશ પરમેશ્વરનું ભજન કરી આપનું સર્વ પ્રકારે કલ્યાણ પ્રચ્છતી હતી તેમજ મળ-

વાને પણ બહુ આતુર હતી તેથી પરમ દયાળુ પરમેશ્વરે મારા ઉપર દયા કરી આપને અહીં મોકલ્યા તેથી મારા મનમાં ઘણોજ આનંદ થયો એ રીતે ચંપાવતીના બોલ સાંભળી મારૂજીને બહુ અફસોસ થયો અને મોટા વિચારમાં પડયાં કે કેવો બનાવ બને છે જે હું વન જવાને જેમ જેમ ઉતાવળ કરૂં છું તેમ તેમ વધારે હરકત નડી રોકાણુ થાય એ ઠીક નહીં એવો વિચાર કરી ચંપાદેને કહે છે.

દુહો—ઇશ્વર આજ્ઞાએ વનમાં જવું રે, હવે અન્ન ખાવું મારે વીખરે હવે માટે જાવાદો મુજને રાણી રાજી થઇ આલોને શીખરે રાણી

મારૂજી કહે છે રાણી હું વન જવાની ઘણી ઉતાવળ કરૂં છુ તેમ તેમ નાના પ્રકારની હરકતો નડતી જાય છે. તેથી મારો જીવ બહુ કચવાય છે માટે હવે તો રાજી થઇને રાજા આપો તો બહુ સારૂં કેમકે હવે હું તમારી પાસે ઘડીએ પણ રહેનાર નથી જેથી જોહું મોહ-માયામાં પડું તો મારાથી વન શી રીતે જવાય વન ન જાઉ તો મારા પિતાનુ વચન જાય તો ઠીક નહી એવી રીતે મારૂજીના વચન સાંભળી ચંપાદે પોતાના મનમાં પસ્તાવા લાગી કે મેં મારા સ્વામીને બધી વાત જણાવી તે ઠીક ન કર્યું કેમકે મારા શબ્દ સાંભળી પાછા વન જવાની બહુ ઉતાવળ કરે છે તે હવે રહેનાર નથી અરરર પ્રભુજી હુ કેવી અભાગણી જે મારા લગ્ન મોટી ધામધુમથી થવાના હતા તે છતાં ઘડીઆ લગને પરણવુ પડયું કદી જોગે એમ બન્યું તે વિશેનો અફસોસ મુકી દેઇ જો મારા સ્વામીજીનો સંજોગ રહેત તો મનેનાના પ્રકારના સુખ મળતા તેના બદલે વિજોગી દુખ સેહેવા પડશે એવો વિચાર કરતા રાણીના નેત્રમાંથી આંસુની ધારા ચાલી તોચે રડતા રડતા પોતાના પતીને બે હાથ જોડી વિનંતી કરે છે.

દુહો—આજનો વાસો રહો મારા મહેલમાં પ્યારા પ્રભાતે વનમાં

જાઓરે; પ્યારા૦ કહ્યું માનો મારા મારા કંથજી જ્યાં જાઓ ત્યા સુખીઆ થાઓરે. જ્યાં

ચંપાદે કહે છે કે મહારાજ તમે આજનો વાસો કૃપા કરી મારા મહેલમાં રહી પ્રભાતે વનમાં જજો કેમકે આપણે ઘેર કોણ પરોણો આવે છે તેની પણ બનતી બરદાસ કરી બે ચાર દિવસ રાખવો પડે છે તો તમે મારા શીરછત્રને પ્રાણપ્રીય પતી છો વળી રૂપગુણ અને વિધાસાગર છો જેથી મુજ અબળાને જીવ દીલગીર કરશો નહી હું તમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરૂં છું એમ કહી પોતાના પતીને વળી વળીને પગે લાગી એટલે મારૂજીને ઘણીજ દયા આવી તેથી ચંપાદેની વીનંતી કબુલ કરી એટલે રસોયા કને તરેહવાર ઘણી સ્વાદીષ્ટ રસોઇ કરાવી પાસે બેસી દંપતીએ ભોજન કરી તૃપ્ત થઇ હાથ ધોઇ ગાદી ઉપર બેસી પાન સોપારી; લવીંગ એલચી કાથો ચુનો નાંખી તાજાં બીડાં તૈયાર કરેલાં હતાં તે ખાઇને મધુર ભાષણો મીઠી મીઠી વાતો કરી તે સાંભળી મારૂજીને શાંતી થતાં નિદ્રા આવી ગઇ એટલે છત્ર પલંગ પર સુઇ રહ્યા ત્યાં ભરનિદ્રાવશ થયા તોય રાણી તેના પગ ચાંપ્યા કરે છે એમ કરતાં મધ્યરાત્રી વીતી ઘડીયાળમાં કડીંગ કડીંગ એમ ત્રણ ટકોરા વાગ્યા એટલે પાછલી રાતનો પહેલીવારનો પહેલો મરઘો બોલ્યો તેનો શબ્દ કાને પડતાં મારૂજી ઝબકીને જાગી ઉઠયા એટલે રાજા કહે છે કે મરઘાએ બાંગ દીધી પરોઢીયું થયું તેથી મને જવાની આજ્ઞા આપો તે સારૂ તે સાંભળી રાણી કહે છે કે અહો પ્રાણપતીતમે શીદ ચીંતા કરો છો હજુ અડધી રાત ગઇ છેને અડધી બાકી છે એ મરઘાને તો ટેવ પડી છે તેથી તે સહુ પેલો બોલે છે તે માટે તમે સુખેથી નિદ્રાવશ થાઓ વેળા થશે એટલે હું તમને ઉડાડીશ એવું સાંભળી મારૂજી સુઇ રહ્યા ત્યારે ચંપાદે મરઘા ઉપર કોપ કરીને કહેછે.

દુહો—મધ્યરાતે મરઘાનું બોલીપેરે મારા મારૂને પડાવ્યો, ત્રાસરે

મા૦ સવારે બોલાવું મુવા વાઘરી, તને પકડી મંગાવું હમારી પાસરે
તને૦ થોડે ચુંટું પીંછડાંરે તારી ચાંચે દેવરાવું ડામરે, તારી૦
મારા સ્વામી ઝબકીને જાગીયા, મારું સઘળું બગાડે કામરે, મારૂ૦

હે આશા ભંગા મરઘા તે વહેલી બાંગ દેઇ મારા સ્વામીને ઝબકીને જગાડયા તેથી સવાર થવા દે એટલે વાઘરી પાસે તને પકડી મંગાવીને શીક્ષા કરૂં તે સાંભળી મરઘો કહે છે.

દુહો—તમારે કારણે નથી બોલ્યો હુંતો બોલ્યો ગરીબોને કાજરે
હુંતો૦ કામે જાયે સહુ જાગીને તમે સુખે સુવાડો મહારાજરે, તમે૦

મરઘો કહે છે સાહેબ ઇશ્વરના નિયમ પ્રમાણે બોલ્યો ગરીબોને ઉદ્યોગી લોકો વહેલા ઉઠીને પોતાના નીયમીત કામ કરે તેથી તેઓ લાભ મેળવી સુખી થાય માટે હું બોલ્યો છું, તમે અને તમારા સ્વામી સુખે સુઇ રહો વિના અપરાધે મારી ઉપર રોષ કરશો નહિ એવો ઉત્તર આપ્યો એટલે ચાર વાગ્યાનો અમલ થયો ત્યારે ફરીને બોલ્યો તેનો શબ્દ સાંભળી મારૂજી બીજીવાર જાગીને કહે છે કે હવે તો નકકી પરોઢીયું માટે રજા આપો તે સાંભળી ચંપાદે કહે છે કે મહારાજ તમે વારે વારે ઝબકીને કેમ ઉઠો છો હજુ તો એક પહોર રાત બાકી છે માટે તમે નીશ્ચિત થઇ સુઇ રહો એમ કહી પાછા સુવાડીને બીજી વાર મરઘાને ઠપકો દઇ કહે છે.

દુહો-પાછલી રાતે પાકો બોલીને બીજીવાર પડાવી ફાળરે બીજી૦
પકડી મંગાવું હું તુજને કાલા વાઘરી પાસે કાલરે, કાલ લાજ નથી
મુવ તુજને કહીએ કેટલી વારરે, તને૦ ફરી તેં જગાડયો મારા
નાથને કાલે કઢાવું ગામની બહારરે, કાલે૦

રાણી કહે છે કે તને એકવાર સમજાવી કહ્યું તો પણ બીજીવાર ફાળ પડાવી માટે કાલે તને કાલા વાઘરી પાસે પકડાવીને ગામની બહાર કઢાવી મુકાવીશ તે સાંભળી મરઘો કહે છે કે બાઇ સાંભળો

દુહો—તમારે કારણ નથી બોલીયોરે, હું તો બોલ્યો છું તસ્કરને કાજરે હું તો સહુ સંતાઇ જાય માણુસો તમે સુખે સુવાડો મહારાજરે.

મરઘો કહે છે કે રાણી હું તારા જેવા સુખીયા માણુસોને દુખ દેવા નથી બોલતો હું તો ગરબી ગરબા તથા ચોર લોકોને ચેતવણી આપવા બોલુ છું જે ગરીબ લોકો વહેલા ઉઠીને પોતાનાં જરૂરના કામો કરે ને ચોર લોકો ચેતી પોતપોતાને ઠેકાણે જાય તે માટે બોલું છું એ વાતની તમે બુદ્ધિવાનને દયાળુ થઇ મુજ પક્ષી ઉપર વિના અપરાધે આટલી રીસ ધરો છો તે યોગ્ય નથી એવો ઉત્તર સાંભળી ચંપાદે સમજી કે મરઘો ખરૂ કહે છે, એટલે પાંચ વાગ્યા તે ટકોરાનો અવાજ સાંભળી મારૂજીએ બારીમાંથી રસ્તા તરફ જોયું તો સવાર થઇ વાવાની રીત દેખીને પોતાની રાણી ચંપાદેને કહે છે.

દુહો—શીખ દીયોને રાણી સત્યવતીરે, અમે જઇશું હવે વનવાસરે અમે૦ બાર વરસે તે પાછા આવીશું તમે મુકો અમારા આશરે તમે૦

મારૂજી કહે છે કે હે સત્યવતી રાણી હવે તમે રાજી થઇને રજા આપો હવે હું એક પલવાર રોકાનાર નથી, જો લખ્યું હશે તો બાર વરસે પાછા મળીશુ એવું સાંભળી રાણી રૂદન કરીને કહે છે.

દુહો—રહો તો રાંધુ રૂડા લાવશીરે ઉતાવળ હોય તો ઓસાવું સેવરે, મ્હોલમાં રહોને મારા સાહીબા હઠીલાજી મુકો હઠ ટેવરે; હઠીલાજી.

મારૂજી કહે છે કે તમે જે જે કહો છો તે સર્વ સમજું છું પણ હવે એક પળવાર રોકાવાનો નથી માટે તરત રજા આપો એવું સાંભળી ચંપાપાદે રૂદન કરતી કહે છે,

દુહો—તમે ચાલ્યા વ્હાલા વન વિષેરે; મારી કોને ભલામણ હોઇરે, મારી વિયોગ દુઃખની વાતો કહું, ઉતર આપો તમો કહો છોરે ઉતર૦

રાણી કહે છે મહારાજ તમે પોતાનીજ વાત કબુલ રાખી હઠીલા થઇ વનમાં સીધાવો છો તો મારી કોની ભલામણ કરો છો અરે દુખ શ્રીરામ નાથજી તમારા વિયોગના દુખની વાતો તમારા સિવાય બીજાને કહી શકાય નહી તેનો કાંઇ વિચાર આવે છે કે નહિ તે સાંભળી મારૂજી કહે છે

દુહો—તમને સોપ્યારે મંદીર માળીયારે રાણી સોંપી હીંચોળા ખાટરે રાણી૦ ખાઓ પીઓ ને ખેલો મોજમાં તમે મ્હાલો મહી યારીઆનાં વાટરે તમે૦

દુહો—મહેલ બંદીખાનુ માનીયેરે મારે હીંચોળો સુળી સમાનરે મારે મોજ છુટતાં રૂદન રાણી માંડયું મારે સહીયર ઉજડ રાનરે માટે રાજા કહે છેઃ—

દુહો—તમને સોંપયા કણ કોઠારનારે, તમને સોંપ્યાં તે દુણ ઝાઝરે, તો સાકર દુધ પીઓ ભાવતાં વઝાભુખણની નથી ખોટરે વ.

દુહો—કણુ કોઠાર મારે કોયલારે, દુઝણ. હાટ ચામડીયાને હઉરે દુ૦ દુધ સાકર રૂધિર તમ વિના વસ્ત્રો બાળી રક્ષા કરી રહું રે વ. રાજા કહે છે—

દુહો—તમને સોંપ્યો છે રાણી રેંટીયોરે, તમને સોંપ્યો તે કણુ કપાસરે તે સરખી સહીયરો ગમ્મત કરી કાંતજો, તેથી તમો નહિ રહો ઉદાશરે તે રાણી કહે છે—

દુહો—રેંટીઓ બાંગીને રાંધુ ખીચડીરે વળી કપાસે મુકુ લાહ્યરે તે સહીયરનો સંગ નથી કામનો મેનો ઝાલી તમારી બાયરે મેતો તમને સોંપ્યારે પારસ પીપળારે રાણી સમજો પીપળીવાના પાનરે રા. બાર વરસે તે પાછો આવશું ત્યાં સુધી ભાવે ભજીલો ભગવાનરે ત્યારે રાણી કહે છે કે.

દુહો—સાથે તેડોને મારા સાયબારે, મારા બાર વરસ કેમ જાયરે મા મારૂ સંજોગી સુખ જાય સઘળું એક દિવસ વર્ષ સમ

ચાયરે એક૦ એવું જાણુતી તો ન પરણુતીરે, રાજા કુંવારી રહેતરે રા૦ ખાલી હાથ તમારો ઝાલીયો, તો હું તમને દોષ ન દેતરે તો૦ સાસરી જોયાનો રહયો ઓરતો ઘુંઘટ તાણ્યાના રહયા કોડરે ઘુઘટ૦ રાજા તમે ચંપોને હું કેતકી મારી ભલી બનતી જોડરે મા૦ પહેરી ઓઢીને ફરવુ સાસરેરે તે તો હરખ થયો બધો ભંગરે તે૦ નથી૦ છુટયા તે હાથનાં મીંઢળારે નથી ઉતર્યો પાનેતરનો રંગરે નથી,

રાણીએ વીલાપ કરીને કહ્યું કે—

રાગ પરજ દેશી, પીયુ શું થાશેરે થાશે મારી રજની કઇપેર જાશે એ ટેક૦ તમે મુકીને ચાલ્યા વનવાસરે સ્વામી કોઇની નથી મારે આશરે હું તો થઇને બેઠી નિરાશ પી૦ સ્વામી દીસો નાના નથી સાથે નથી કોઇ રખવાળ તમારી કોણ લેશે સંભાળ પી૦ તમે હતી કરી નવ જશોરે, તમે ભાવતા ભોજન કાં ખાશોરે સ્વામી દુખીયા ઘણા તમે થાશો પી૦ સ્વામી કો બાળેવેશરે, તમે રખે જતા પર-દેશરે. મારૂં કહ્યું માનો લવલેશ પી૦ મારી સગી નણુંદના વીરરે નયને વહે છે નિરરે મને રહેતી નથી ધીર પી૦ મારી ભલી બનીતી જોડરે દેવ કોપ કરી જોડ તોડીરે તમે શીદ નાખો તરછોડીરે સ્વામી પાછા તમે આવો મારા ઉપર દયા તમે લાવો સ્વામી અબળાના પ્રાણ બચાવો પી૦ મારૂં ગોરૂ ગુલાબનું અંગરે ફીકુ પડી પીળો પડયો રંગરે મારો હરખ થયો સૌ ભંગ પી૦ મેંતો જાણ્યું જે રતનરે, તેને રાખીશું કરી જતનરે; સ્વામી શીદને છોડો વતનરે; પીયુ૦ મારૂં રતન તમે રાખમાં રોળ્યુંરે મારૂં પોલ કર્મે ઓળ્યુંરે મારૂં કોમળ કાળજું કોર્યુંરે પીયુ૦ વિધાત્રીને મારે વેરજરે; તેથી લખીયા છે આવા લેખરે વહેરબારે તે મારી આ મેખ પીયુ૦ વીયોગ બાણ મને ઘણા વાગેરે મારા અંતરમાં ભડકો લાગેરે, તે તો હો લાવું કેની આગેરે પીયું૦ સ્વામી હું છું નેરૂ બાળરે, તમો વીના

આવી પહોંચે કાળરે મારી કોણ લેશે સંભાળરે પીયુ૦ ૯૭ સોલ વરસ નથી થયાંરે, મનમાં મનોરથ રહ્યારે; નાની વયમાં મુકી મને ગયા પીયુ૦ અપવાસ કરી નાન જારે ઉમીયાજીને પાયે લાગું; હું તો વૃત કરી વર માગું, પીયુ તમે પાછા વળો ઘેર આજરે મારૂં કહ્યુ માનો મહારાજરે, આપું મારા બાપનું રાજ પીયુ૦ જાઓ કહેવાતમાં જીવડો જાયરે, તમ વિના કેમ રહેવારે, વિગોગ દુઃખ તે કેમ કહેવાયરે. પીયુ૦ હજુ હાથનાં મીંઢળ નથી છુટયાંરે શારા પાયે અસુલ કુટયારે; હાઇ નેણુનાં નીરજ ખુટયાંરે પીયુ૦ એમ રાણી રૂદન કરે છે તે નયણે નીરની ધારા વહે છેરે. તમારે આગળ પાલણુ ધરે છે પીયુ૦ મને સાસરે આવ્યાના કોડરે નથી ક્રીડી માડામોડરે ચંપોકેતકી બનીતી જોડ પીયુ૦ મને સાસુ જોયાની ખંતરે મને પાયે પડયાની ખંતરે કહ્યું માનો મારા ગુણવંત પીયુ૦ મારૂજીએ કહ્યું કે

દુહો—કંકાસ મુકો તમે કામનીરે, કાંઇ ધીરજ રાખજો ચીતરે; કાંઇ શુકન ભલેરા અમને આવાપે. અમે ચાલીયે અમારા પંથરે અમે

હવે રોવાનું કામ નથી ધીરજ રાખીને રહો રાજાની હઠ જોઇ રાણીએ શુકન આપવા માંડયાં.

દુહો—ડાબા જમણી જોને તેતર બોલેરે રાજા આડી ઉતરે મંજારરે; રાજા૦ એવા શુકને તમે ચાલશોરે તમને ઘાતક લોહીની ધારરે, તમને૦ આટો કુટોને રજા ઘી ધડોરે કાંઇ છુટે કેશે જો નારરે, કાંઇ એવે શુકને તમે ચાલશો તો રાજા નહી દેખો દરબારરે, રાજા૦

તમે જોશો તો મહા વીઘન નડશે મારૂએ કહ્યું કે રાણી અપશુકન બોલ્યા કરતાં શુકન આપો રાણી સારા શુકન આપે છે.

દુહો—ડાબા બોલે રાજા દેવલાંરે કાંઇ જમણેરી ભેરવ રોયરે કાંઇ૦ એવે શુકન તમે ચાલશો તમને વેરી ન મળશે કોયરે

તમને૦ ફારે ચડે કુંવરકારે, તેને બોળે અખીયાણું જવ જારરે તેને૦ એવે શુકને તમે ચાલશો તમને મળશે ફુલાંદે નારરે તમને૦ વરકન્યા પરણીને આવતારે, સામા મળે નીશાળીયા સાતરે સામા૦ એવે શુકને તમે ચાલશો તો તમને મળશે દેવળદે નારરે, તમને૦ દેવ સકળ શુભ જોગણીરે, કાંઇ પીતા તે કહેવાયરે. કાંઇ રક્ષા કરે રાજા તમ તણી રાણી કહે શુણો મારા રાયરે, રાણી૦ ચોટે ચોટે રાજા ચાવડી, જ્યાં મડદાં તણાં મસાણરે, જ્યાં૦ ત્યાં રક્ષા કરે મુંજ માવડી સફળ હોજો તમારૂં કલ્યાણરે. સફર શહેર વાડીને રાય રણ વીશેરે જ્યાં પર્વત ને હોય પહાડરે જ્યાં હું આરાધું મારી માવડીરે તેનો આણીને પુરે લાડરે તેનો૦ પશુ પંખીને કઠીન માનવીરે કાંઇ નરનારીને રાયરે કાંઈ૦ એ વસે થાશે રાજા રાજનગીરે કાંઇ ગુરૂ છે અંબાય નારે કાંઇ પરમુલક પરદેશડેરે, કાંઇ પરધરતી પર વાસરે કાંઇ૦ જગદેશ્વર મહાદેવ તમારી સહાયમાંરે, કાંઇ પુરી કરે મઉ આશરે કાંઇ૦ હીમ પડે ધરતી ગડગડેરે એવું મારે દુખરે કાંઇ૦ જ્યારે રાજા તમને દેખશું ત્યારે તો થાશે સુખરે. ત્યાં૦ નર વીના જ્યાં તારી એકલી તેનો પગલે પગલે વાંકરે તેનો૦ તે દીસે દીન મુને બીહામણો હું તો કોડ ભારી કલંકરે હું તો૦ રાણી હરે રાજા સંચરીરે કાંઇ ચલાવો ચતુર તોખાર કાંઇ સારા શુકન લેઇ ચાલીઓરે ગજરામારૂં તેને ઠારરે, ગ૦

રાણીએ રજા આપી એટલે રાજા પોતે શુકન જોઇને ચાલ્યા જ્યાં રાજા ગયા કે રાણી રૂદન કરે છે કે હરડીસી રાજા વિના મારા પ્રાણ રહેનાર નથી માટે રાજાની સાથે જવાય તો ઠીક રાણીનું આ કહેવું સાંભળીને એક દાસી બીની કે આંપણી દાસી પાસે અહી તેની આ-પેલી એક જડીબુટ્ટી હતી તેમાં એવો ગુણ હતો કે માણસ મોંમા રાખી તે જે જનાવરનું રૂપ લેવા ચહાય તે રૂપ થઇ જાય રાણીએ તે જડી બુટી મોંમાં નાંખીને પોતે ભમરી થઇને રાજાની પાછળ

ગઇ અને રાજાના પેંગડામાં ભરાઇ ગઇ હવે જંગલમાંથી ધણી ઘડ-પથી રાજા જાય છે એટલે રાણી મોલમાંથી બોલી કે—

દુહો—હરવે રેવંત રાજા ખેલાવજો, કાંઇ સાળાનું કડકા થાયરે કાં સવાગજનું રાજા નોલીયું મારૂં કોમેરૂં અંગ દબાયરે મા૦ ઘોડાને ધીમે ચાલવો, આ અવાજ મારૂને કાને આવ્યો એટલે મન વાળ્યું કે એ તો રાણીના ભણકાર વાગતા હશે એમ ધારી આગળ ચાલ્યો ફરીને રાણી બોલી.

દુહો—દામાવંતીના દીકરારે, મારી સગી નણંદીના વીરરે મા૦ હળવે રેવંત હાકજોરે મારૂ સોસાઇ જાય શરીરરે મા૦

રાજાએ તરત ઉભા રહીને તરવાર ખેંચીને કહ્યું કે જે હોય તે મારા સામે આવો નહીં તો બાળીને પ્રલે કરીશ એટલે રાણી પોતાનું સ્વરૂપ બદલીને સામે આવીને ઉભી રહી એટલે રાજાએ કહ્યું કે તમે મારો કેડો નહી મુકો તો મારી મેળે આપઘાત કરીશ રાજાની રીસ જોઇ રાણીએ કહ્યું તમારી મરજી નથી તો હું નહી આવું એમ કહી વડ રોપ્યો તે રોપતાંજ મોટો ગંભીર થઇ પડ્યો પછી રાણીએ કહ્યું કે તમારે જવું હોય તો જાઓ, હું તો અહીંજ રહીશ ને તમે જ્યારે આવશો ત્યારેજ આવીશ એમ કહી રજા આપી રાજા ગયા એટલે રાણીએ પાછું વડ ઉપર રૂદન કરવા માંડીયું રાણીનું રૂદન સાંભળીને નદીનાં નીર પણ થંભી રહ્યા છેવટે રાણીએ મન વાળીયું, ગજગબારૂ ખેડ કરતો જાય છે. આગળ રાયારૂપાનું શહેર આવ્યું તે શહેરની બહાર સુકાઇ ગયેલો બાગ હતો તેમાં જઇને ઉભો રહ્યો એટલે બાગ લીલોછમ થઇ ગયો અને ફુલના છોડને ફુલ આવ્યાં રાજા ઝાડ સાથે ઘોડો બાંધીને ઝાડ નીચે સુતો એટલે ઉંઘ આવી ગઇ. એટલામાં એજ ગામના ઢેડ તથા વાઘરી હમેશ લાકડાં વીણવા આવતા હતા તેઓ જુવે છે તો બાગ લીલા કલાર જેવો શોભી રહેલો

અને અંદર એક ઘોડો અને એક પુરૂષ દીઠો તે જોઇ બાગની માલીક માલણ હતી તેની પાસે જઇને કહ્યું કે તારો બાગ લીલોછમ જેવો થઇ ગયો છે અને કોઇ મોટો પુરૂષ બાગમાં સુતો છે માલણ કહે તમને લાકડા નહી મળ્યા હોય માટે તમે એમ કહો છો પેલા માણસોએ સમ ખાધા એટલે માલણ બાગમાં આવી પછી પોતે એમના પગલાંથી ઝાડ લીલાં થયાં છે એમ ધારીને ફુલ કલગીહાર ગજરા રાજાને આપવા જાય છે એટલે ઘોડે ખુંખારો કર્યો તેથી રાજા જાગી ઉઠયો ને માલણ ઉભી રહી તેને મારૂએ પાંચ મહોરો આપી માલણ જોઇ રાજી થઇ અને જાણ્યું કે આ કોઇ રાજા છે એમ ધારી રાજાને પુછે છે.

દુહો—કિયારે મુલકના પતી છો રાજવીરે કહો કીયું તમારૂં ગામ કહો. નાની વયમાં કેમ નીસર્યા એવું શુરે પડયું કામરે એવું. સુજન મળે ત્રણ લોકમાંરે રાજા છો હજુ બાળે વેશરે રાજા. રાજા શારે દુખે તમે આવીયા. પ્યારા કેમ વેઠો પરદેશરે પ્યારા. નોકર ચાકર નથી સાથમાંરે તમે એકલા આવ્યા છો આજરે તમે સત્ય બોલોને સદગુણી કુંવર એવું શું છે અગત્યનું કાજરે એવું.

દુહો—કોઇ દેશનો નથી રાજવીરે બેન નથી કરતો હું રાજ્ય બેન, પ્રથવી પરદક્ષણા કારણે નીકળયો જોવાને કાજરે નિ. નામ ઠામ અહીં બતાવીને મારે કાંઇ કરવુ નથી કામરે મા. આ શહેરમાં શોભીતું જોઇને પછી શું બીજે કાંઇ ઠામરે પછી.

મારૂજી માલણને કહે છે કે હું બેન કોઇ રાજા નથી પણ મુલક જોવા નીકળીયો છું માટે મારૂં નામ ઠામ કે બાપનું નામ કેવાને કંઇ મતલબ નથી ફકત આ શહેરની શોભા સારી જોઇ વીચાર્યું કે પાણી હોય તો બે દીવસ રહીને બીજે ગામ જઇએ તે સાંભળી

માલણુ કહે છે મહારાજ; મેં તો સહજ જાણુવા પુછયું તમે કંઇ રીસ કરશો નહીં જો આપને બે દીવસ કે તેથી વધારે દીવસ રહેવાની મરજી હોય તો મહારે ઘેર પધારી સુખેથી રહો, મારાથી બનતી બરદાસ કરીશ તે સાંભળી મારૂજી માલણુને ઘેર ગયા ત્યાં ગાદી તકીયો નાંખીને માન દઇ બેસાડીને તેની સાથે નાના પ્રકારની મીઠી વાતો કરી ઘરમા આવી પોતાની પુત્રીને હુકમ કરી નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ કરાવી મારૂજીને તમ કરી જમાડયા તે પછી પાન સોપારીનું બીડું ખવાડી વાતો કરી તેમને પ્રસન્ન કર્યા મારૂજીએ પણુ માલણુના સાથે કેટલીક વાતો કરી તેનો સાર સમજી લીધો વળી શહેરના રાજા વીશે કેટલીએક જાણુવા જોગ બાબતો પુછી તેના ખુલાસાબંધ ઉત્તર મળતાં પોતે પ્રસન્ન થઇ કહે છે કે બેન તારી મમતા જોઇ હું સંતોષ પામ્યો છું માટે હું આ શહેરના રાજા પાસે જઇ વાતચીત કરૂં પછી જો નખીત હશે તો ઠરાવ કરી અહીંજ ચાકરી કરીશ. તે સાંભળી માલણુ કહે છે કે બહુ સારૂ મહારાજ મારી પણુ ખુશી છે કે આપના મીલાપથી મને બહુ આનંદ થશે મારૂજીએ પાસેની મહોરો વટાવી પોતાને શોભે તેવો પોશાક લઇ દરજી પાસે તૈયાર કરાવી બની ઠણીને રાજસભામાં ગયો પણુ ત્યાં કોઇને નમીને જુવાર ન કર્યો તેની રાજા અને કચેરીના સર્વ જણા તેનું રૂપ અને ચંચળાઇ જોઇ વીચારમાં પડ્યા આ કોઇ મ્હોટા ભાગ્યશાળી રાજાનો કુંવર છે, તેથી કોઇને જુહાર પણુ કરતો નથી એવું વીચારી તેને પુછે છે.

દુહો—કીયા શહેરના તમે રાજવીને નીશ્ચય કહો શુ છે આપનું નામરે નિ૦ વળી શા કારણે પરદેશમાંરે એવું શું છે જરૂરનું કામરે એવું. કોને દુભી બહાર નીકળ્યારે હજી દીસો છો બાળે વેશરે હજી૦

રાજ તેજ અતી ઝગમગે કેમ છોડયો પોતાનો દેશરે કેમ૦

દુહો—અમેરે નથી રાજવીને કાંઇ છેટે છે મારૂં ગામરે કાંઇ૦ આવ્યો છું હું પરદેશમાંરે મ્હારે ચાકરી રહ્યાનુ કામરે મા૦ નામ મારૂં નથી પાડીયુંરે મુને ઠાકોર કહે છે બહુ ગામરે મુ૦ મેહેર કરી મને રાખશો તો હું હજુરમાં રહુ આણે ઠામરે હું૦

મારૂજી કહે છે મહારાજ દેશ મારો અહીંયાથી ઘણો દુર છે ને કહેવાની કાંઇ જરૂર નથી વળી મ્હારૂં નામ કહ્યું નથી તેથી મને સર્વ લોકો ઠાકોર કહીને બોલાવે છે. હું પોતાની હોંશીયારી જણાવવા સારૂ પરદેશ નીકળ્યો છું તે જ્યાં હશે અન્નોદક લખીત હશે ત્યાં નીમક હલાલપણાની નોકરી બજાવી મારો ગુણ દેખાડીશ એવો ઉત્તર સાંભળી રાજા રૂપસીંહ વીચાર કરે છે કે આ કોઇ મહા પરાક્રમી રાજકુંવર છે એવું એના રૂપ ગુણ અને ચાલાકી ઉપરથી સાફ જણાય છે માટે એને નોકરી રહેવા વીશે પુછી જોઉં એમ વીચારી રૂપસીંહ પુછે છે કે ઠાકોર ઉતર આપે છે કે એક મહિનના સવા લાખ તે સાંભળી ઠાકોર ઉત્તર આપે કે એક મહિનાના સવા લાખ રૂપીયા પગાર લઇશું ત્યાંજ રહીશું તે સાંભળી રાજા મોટા વિચારમાં પડી પોતાના પ્રધાનને પુછે છે કે પ્રધાન મારી સાથે એકાંત ઓરડામાં આવો તો ત્યાં તમને કાંઇ વિચાર પુછવો છે એમ કહેતાં તે બેઉ જણ એકાંતે જઇ સામેસામા ખુરશી ઉપર બેઠા ત્યાં રાજા પુછે છે કે પ્રધાનજી આપણા સર્વ નોકરોના પગારનો દર માસે કેમ અપાય આ ઠાકોરમાં એવો શો સદગુણ હશે તે સમજાતું નથી તે સાંભળી પ્રધાન કહેછે કે મહારાજ જેઓ બુદ્ધિનોસાગર જેવાગુણગંભીર હોય તે ભારે પગાર લેનાર હોછે તેથી તેનો વખારે ગુણ કરી દેખાડે છે તે હરામનો પગાર લેનાર નહી માટે આપ તેની પરીક્ષા જોવા એક

મહીનાની બોલી કરી રાખો તેમાં તનને ગુણ જણાય તો વધારે રાખજો આ વખત આપ નહી રાખો તો ચાલ્યા જશે ને તેમને કોઇ બીજો રાજા નોકરી રાખશે તો આપણી આબરૂ જશે તે સાંભળી રાજા કહે છે કે તમારી મરજી હોય તો આપણે પરીક્ષા જોવા રાખીય એવો નિશ્ચય કરી સભામાં આવી ઠાકોરને કહે છે કે તમે કહો તે પગાર આપીશ માટે તમો સુખેથી કહો તે સાંભળી ઠાકોર કહે કે તમે કબુલ થયા તો હું પણ રહેવાને ખુશી છું પણ મારી રીત કહું તે સાંભળો સવારના દશ કલાક થયા પછી તમારી નોકરી સાંજના ચાર વાગ્યા કરી તે પછી મારી મરજી પડશે ત્યાં ફરવા જઇશ બીજું એ કે હું દેવ મુની ગુરૂ બ્રાહ્મણ સાધુ અને મારી જનેતા એ છ ને નમું છું તે સીવાય બીજા કોઇને નમતો નથી માટે સભામાં આવતા અને જતા તમોને સલામ કરીશ નહી તે સાંભળી રાજા કહે છે જે તમે કહો તે મારે કબુલ છે. તમે ફકત મારી સામે મધુરી વાતો કરી સોગટાબાજી રમશો એટલે બસ છે એવા ઉત્તર આપી બુકમાં ઠાકોરનાં નામના પગારનો આંક અને મીતી નોંધ રાખી એટલે મારૂજીએ ઘેર જવાની રજા માંગી માલણના ઘેર આવ્યા તે જોતાંજ પુછ્યું કે ભાઇ આપ રાજા પાસે જઇ શો બંદોબસ્ત કરી આવ્યા તે સાંભળી ઠાકોરની બગેલી વાત બધી સાંભળી માલણ ખુશી ખુશી થઇને કહે છે કે હે ભાઇ તમે મારા માડીજાયા ભાઇ કરતાં અધીક વહાલાં છો તેથી સુખેથી મારે ત્યાં રહો હું તમારી સેવા કરવામાં કશી વાતની ખામી રાખનાર નથી તે સાંભળી ઠાકોર કહે છે બેન ઠીક છે હું પણ તારો ગુણ ભુલનાર નથી એવી પરસ્પર વાતો કરી તેમણે નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ બનાવીને સુગંધી તેલ માફને શરીરે મરદન કરી ગરમ પાણીએ નવરાવી દીલ કોરૂં કરી ધોયેલ વસ્ત્ર પહેરાવી પાટલા ઉપર રૂચી પ્રમાણે ભોજન કરાવ્યું જમી રહ્યા પછી બીડુ ખવરાવ્યું એટલે દરબારમાં જવાની વેળા થઇ ત્યારે મારૂજી પોતાનો અમીરી

પોષાક પહેરી દરબારમાં ગયા હતા ત્યાં રાજા પ્રધાનને સર્વે સભાજનોએ માન આપ્યું પણ પોતે નમ્યો નહી પછી રાજાની સાથે બેસી કેટલીએક વાતો કરી એટલે સોગટા બાજી માંડી ઘણી ચતુરાઇ રમત રમતાં ઠાકોર જીત્યાં એમ નીત નીયમ પ્રમાણે રાજ સભામાં આવી રાજા પ્રધાનને રઇયત સર્વને પ્રસન્ન કરી સાંજનાં ચાર વાગે ઘોડા ઉપર બેસી ઢાલ તરવાર પીસ્તોલ બાંધી મરજી પડે ત્યાં ફરવા જાય એમ કરતાં ઓગણત્રીસ દહાડા થયા ત્યારે રાજા પ્રધાનને એકાંતે બોલાવીને કહે છે કે એ પ્રધાન આવતી કાલે એક મહીનો પુરો થશે તેના સવાલાખ રૂપીઆ આપવા પડશે તે તેનો કોઇપણ ગુણ દેખાતો નથી મેં તારા શુકન ઉપર બધી વાત કબુલ કરી છે તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ એના ગુણની આજે રાત્રિમાં ખબર પડશે કેમકે આપણો ગોવાળ આજે ખબર લાવ્યો છે કે આ પણ ગામના બાંદરે રાક્ષસ આવ્યો છે તેણે કેટલાક બકરા અને બીજા પશુઓ મારી નાંખ્યા તે પછી ઝાડીમાં ભરાઇ ગયો તે જો રાત્રિએ લાગ જોઇ ગામમાં પેસશે તો માણસોની ઘાત કરશે માટે તેનો બંદોબસ્ત થવો જોઇએ એવી ખબર લાવ્યો છે માટે આજ રાત્રિએ ઠાકોરને દરવાજે ચોકી રાખવા મોકલીશું ત્યાં એની સર્વ હુશીઆરીની ખબર પડશે પ્રધાનને ઉત્તર આપ્યો તે રાજાએ કબુલ કરી ઠાકોરને કહ્યું કે આપણા ગામ બહાર ઘાતકી રાક્ષસ આવ્યો છે તેણે કેટલાક બકરાને બીજા પશુઓ મારી નાંખ્યા માટે ગામમાં પેસી જશે તો માણસોનો ઘાત કરશે માટે તમારે દરવાજાનો બંદોબસ્ત રાખીને રાક્ષસનો ભય ટાળવો જોઇએ તે સાંભળી ઠાકોરે ઉત્તર આપ્યો કે મહારાજ ઘણી ખુશીની વાત છે જો એ મારા લાયકનું કામ મનેજ બતાવ્યું તેથી એ ભય તત્કાળ ટાળી મારૂં નીમકહલાલપણું દેખાડીશ એમ કહી પોતાના મુકામે જઇ વહેલું ભોજન કરી માણસની

રજા લઇ સરવે જોઇતાં હથીઆરો સજી દીવસ આથમતાં વેલાસર દરવાજા બંધ રખાવી ફક્ત ઉગમણા દરવાજાની બારી ઉઘાડી રાખીને તરવાર લઇને ઉભો રહયો ત્યાં રાત પડીને થોડુંક અંધારૂં થયું એટલે ચારે કોરે જોતો જોતો રાક્ષસ દરવાજા નજીક આવ્યો ત્યાંસુધી કોઇ પશુ કે માણસ તેની નજરે આવ્યા નહી કેમકે દીવસ છતાં ઠાકોરે ચોકસ બંદોબસ્ત કર્યો હતો તેથી કોઇ સપાટામાં આવ્યું નહી એટલે દરવાજાની બારી ઉઘાડી જોઇ ખુશી થયો કે ગામમાં પેસવાને બારી ઉઘાડી છે એ પણ ઠીક તાલ થયો એમ ધારી વાંકા વળી બારીમાં પેઠો એટલે ઠાકોરે જગદીશ્વર મહાદેવનું સ્મરણ કરી સહાયતા માગી અતી જોરથી સીરોહીની તરવાર તેની ડોક ઉપર મારી તેથી તેનું બીહામણું માથું દુર જઇ પડયું તે જોઇ સેવકોએ તરત રાજાને તથા પ્રધાનને ખબર કરી એટલે તે અને બીજા કેટલાક લશ્કરી અમલદારો મસાલા તઇયાર કરાવી લાસનું કલેવર જોવા આવ્યા તે જોઇ સર્વ જનો આશ્ચર્ય પામી ઠાકોરની તારીફ કરવા લાગ્યા કે આ કોઇ દેવાંશી સુરવીર રાજકુંવર છે એમ સમજી રાજાએ ચાર બળદનું ગાડું મંગાવી સેવકોને કહ્યું કે આપણા ગામથી બે કોસ દુર જઇ જંગલમાં એની લાશ દાટી ગાડું ધોઇ નાખજો એવો હુકમ કરી સહુ સહુને સ્થાનકે ગયા ઠાકોરે બનેલી સર્વ હકીકત માલણને કહી તે સાંભળી માલણ બહુજ પ્રસન્ન થઇ તેનાં દુખડા વારી લીધાં પછી થોડીએક વાતચીત કરી સુઇ રહ્યા રાજસેવકે કહ્યા પ્રમાણે રાક્ષસની લાસ દાટી ગાડું ધોઇ પોતાના સ્થાનકે આવ્યા તે પછી સવારનો પહોર થયો એટલે નીત્ય નીયમ પ્રમાણે મારૂજી દરબારમાં આવ્યા ત્યાં પ્રધાનને સર્વ અમલદારો તથા સેવકોએ બહુ માન આપી કહ્યું આપના સદગુણના જે વખાણ કરીએ તે થોડાજ છે એમ કહ્યા પછી રાજાએ ઠાકોરને સવાલાખ રૂપીઆ પગારના રોકડા આપીને ભારે કીમતનું શેલું

તથા કસબી મ ડલ સોનાના કડાં કઠી અને હીરાજડીત બે પહોંચીયો તથા હીરા જડાવની મુઠીવાળા શીરોહીની તરવાર અને ગેંડીની ઢાલ એટલાં વાના બક્ષીસ આપી કહ્યું કે તમોએ એક ઘડીમાં જે પોતાના સદગુણ અને શુરવારપણાની હુશીયારી દેખાડી તે તેનો બદલો મારાથી વાળી શકાયો નથી હવે મને બધી વાતે આપની ખાત્રી થઈ એવી વાતચીત થયાં પછી ઠાકોર શહેરમાં સર્વ ઠેકાણે રસ્તાઓ સરખા કરાવી પાકી સડકો બંધાવી બે વખત પાણી છાંટવાનો હુકમ કર્યો તેજ સંજના રઇયતને વિશ્રાંતી પામવા અતી સુંદર વાડી બંગલા બંધાવી કેટલીક વાતમાં રાજાના હકમાં પેદાશ વધારી એમ દીનદીન પ્રત્યે સુધારો કરવા માંડયો એ વાત વહાં રહી તે પછી ચંપાવતી નગરીના રાજાના કેસરીની પુત્રી ફુલાદે મહારૂપ ગુણની ભરેલી હતી તેના સાંભળવામાં એમ આવ્યું કે માંડવગઢના રાજા જસાજામની અણુમાનીતી દામાવંતીનો પુત્ર ગજરામારૂ જાતે મહાચતુર પરાક્રમી અને ગુણમાં ભરપુર છે તેથી એ વીરની સાથે મારૂ લગ્ન થાય તો બહુ સારૂં કેમકે મારા માતાપીતાએ આજ્ઞા આપી કે તું તારી ઇચ્છા પ્રમાણે સદગુણ વર બોલાવી પસદ કરીશ તે અમારે કબુલ છે એવો વિચાર કરી એક પોતાને આધીન બ્રાહ્મણ હતો તેને બોલાવીને કહ્યું કે બ્રહ્મદેવ હું તમને એક પત્ર લખી આપું તે તમે લઇ માંડવગઢમાં જસાજામની અણુમાનીતી રાણી દામાવંતીના પુત્ર ગજરામારૂજી પાસે જઇ તેને વંચાવીને તેની સાથે મારૂ વેવીશાળ નકકી કરી વહેલા આવજો એટલે હું તમને પુષ્કળ ધન આપીશ એમ કહી તેને પત્ર લખી આપી એકસો રૂપીઆ વાટ ખરચીના આપી તરત વીદાય કર્યો તે વાત માંડવગઢ આવી દામાવંતી પાસે સર્વ હકીકત જાહેર કરી દામાવંતીએ ઉત્તર આપ્યો કે મારા પુત્રને એના પીતાએ દેશવટો દીધો છે. તેથી તે હાલમાં ઘેર નથી વનવાસ ગયા છે તે બાર વરસે પાછો આવે

ત્યારે એ વાત કબુલ થાય એવો ઉત્તર સાંભળી ઘણો નીરાશ થઇ ત્યાં પાછો વળ્યો તે કેટલાક શહેર ફરીફરી થાકયો પણ મન ગમતુ ઠેકાણું મળ્યું નહિ પછી વીચારવા લાગ્યો કે ઘણે ઠેકાણે ફર્યો તોય જોગ બનતો નથી માટે હવે જે શહેર આવશે ત્યાંના રાજાને ગજરા મારૂ ઠરાવી વેવીશાળ કરૂં તો કંઇ ધન મળશે એમ વીચારી રાજા રૂપસીંહના શહેરમાં મારૂજી ચાકર રહ્યો છે ત્યાં આવ્યો તેવોજ રાજા પાસે દરબારમા જઇ આશીર્વાદ દઈ કહે છે કે ચંપાવતી નગરીના રાજા કેસરીસીંહની ફુલા નામે મહારૂપ અને ગુણવંત છે, તેના હાથનો પત્ર લઇ માંડવગઢના જસાજામની અણમાનીતી રાણીના પુત્ર ગજરામારૂજી સાથે વેવીશાળ કરવા લાગ્યો હતો પણ તપાસ કરતાં સાંભર્યું કે મારૂજીને એના બાપે દેશવટો દીધો છે માટે ત્યાંથી કેટલાક શહેરમાં ફર્યો પણ બરાબર ઠેકાણું મળતુ નથી જો તમારી મરજી હોય તો તમારી સાથે વેવીશાળ નક્કી કરૂં કન્યા તો ગુણનો ભંડાર છે તેથી તમારો દરબાર શોભશે એવુ સાંભળી રાજાએ પોતાના પ્રધા નને પુછી વેવીશાળ કબુલ પણ ફરમાવ્યું કે તમારી વાત કુંવરીએ કબુલ કરી તો સારૂ પણ ન કબુલ કરે તો મારે અહી મરવુ પડે તો આબરૂ જાય તો ઠીક નહી તે સાંભળી વીપ્ર કહે છે ફુલાંદે કે હું કોઇ મારૂજીને દીઠે ઓળખતાં નથી માટે તેને ગજરામારૂજી ઠરાવાશું એવુ સાંભળી તે વિપ્રને દશ હજાર સોના મહોર આપી એટલે તે રાજી થઇ આશીર્વાદ આપી કહે છે હે મહારાજ હું આજ્ઞા માગું છું આપ સુશોભીત વસ્ત્રાલંકાર મોટી જાન સણગારી વહેલા આવજો એમ કહી વીપ્ર તાકીદથી ફુલાંદે પાસે આવીને કહે છે તે બાઇ સાહેબ તમારા કહ્યા પ્રમાણે કામ ફતેહ કરી આવ્યો છું તે સાંભળી વીપ્રને બસો સોના મહોર આપી તે લઇ આશીર્વાદ દઇ ઘેર ગયા હવે વીપ્રને વીદાય થયા પછી રાજા રૂપસીંહે પોતાના પ્રધાનને એકાંત બોલાવીને

કહ્યું કે ચંપાવતીના વીપ્રે ફુલાદે સાથે લગ્ન કરવાને નક્કી ઠરાવ કર્યો છે માટે હાથી ઘોડા રથ પાલખીઓ તથા દાસીઓને તઇઆર કરીને રથમાં બેસાડો અમે બધા તઇઆર થઇ જઇશું ત્યારે તમારી ગાદી ને શહેર બંને રાજ સાચવશે તે સાંભળી રાજા કહે છે કે ઠાકોર ઘણા નીમકહલાલ અને વિશ્વાસુ માણસ છે તેથી તે સહુ સંભાળશે વળી એક બીજું કારણ છે જે ઠાકોર ઘણો રૂપગુણથી ભરેલો તેથી એને જોઇ ફુલાદે પ્રસન્ન થાય તો મારી સાથે વરે નહી માટે ઠાકોરને બોલાવો હું ભલામણ કરૂં તે સાંભળી પ્રધાન કહે છે સારૂ મહારાજ એમ કહી ઠાકોરને સરવે હકીકત કહી સંભળાવીને ગાદીની તથા પોતાના સર્વ સેવકોને રઇયતને ભલામણ કરી કહ્યું કે હે ઠાકોર હું ચંપાવતી નગરીમાં મારાં લગ્ન કરવા જાઉ છું મને તમારી બધી રીતે ખાત્રી થઇ છે તે સાંભળી ઠાકોરે કહ્યું તમો બધી વાતે નીર્ભય રહી પધારો ને લગ્ન કરી વહેલા આવજો એવી રજા મળતાં ધામ ધુમથી જાન તઇયાર કરી નગારા નીશાન ચોઘડીયાં વગેરે વાજીંત્ર વગડાવી મહુરત જોઇ સીધાવ્યા તે વેળા નાના પ્રકારનાં વાજીંત્ર વજડાવી બંદુકોના અવાજ કરી ચાલતા થયા હવે ઠાકોરે વીચાર કર્યો કે રાજા તેને પોતાની સર્વ રાજધાની સોંપી ગયા છે તે હું સારી રીતે સંભાળીશ તેની કશી ચીંતા નથી પણ મને જાનમાં સાથે તેડી ન ગયા તેનું શું કારણ હશે વારૂ મરજી તેમની હું મારા કામમાં તત્પર રહું એવું વીચારી સર્વ દરવાનને તેમજ રાત્રી દીવસનાં ચોકીદારને પોતપોતાની હદની ભલામણ કરી શહેર ફરતાં ગામડાંઓના મારગે ઘોડેસ્વાર સીપાઇઓને મોકલતાં કહ્યું કે વાટે જતા આવતા કોઇપણ વટેમાર્ગુને લુટારા લોકો ઇજા કરી લુટે નહી તે વાતની ચોતરફ સારી રીતે તજવીજ રાખજો એમ સર્વે ઠેકાણે ચંચળ સીપાઇઓને સોંપણ કરી

દરબારમાં કચેરી ભરી રાજનીતી પ્રમાણે પ્રજાજનોને ન્યાય કરી પ્રજા કરનાં સરસ કામે ચલાવ્યું હવે રૂપસીંહજી મોટી ધામધુમથી જાન ધઇ નીકળયાં હતા તે ચંપાવતી નગરી પાસે આવી રાજા કેસરીસીંહ જીને જાણ કર્યું કે જાન આવી છે તે સાંભળી રાજાએ મોટી ધામ-ધુમથી સામૈયું લઇ માન આપીને પોતાની અતી સુંદર ને મોટી વાડીમાં ઉતારો આપ્યો રૂપસીંહજી તે વાડી અને બંગલાની શોભા જોઇ ખુબ ખુશી થઇ પરણવાને આતુર થઇ વાટ જોયા કરે છે એટલામાં ફુલાદે એ પોતાની હજુર દાસીને સંદેશો કહી વરરાજા પાસે મોકલી તે તરત આવીને વરરાજાને કહે છે કે હે મહારાજ મારી બાઇ ફુલાદેએ કહ્યું છે મહારા સ્વામી ગજરામારૂજી ઘણા રૂપગુણના ભંડાર છે તેથી તેની પરીક્ષા જોવા મેં સાત સંગના સાત જુદા જુદા પડદા બાંધ્યા છે ત્યાં જે પડદાની સમશા કહું તેનો બરાબર ઉતર આપશો તો તેની સાથે પરણીશ કદાપી ઉતર નહી આપે તો પરણવાની નથી એ રીતે મારી બાઇએ કહ્યું છે તે તમને જાહેર કરું છું આમ કહી દાસીએ પોતાની બાઇ પાસે આવીને કહ્યું કે તમારા સર્વે સમાચાર કહયા છે ફુલાદે કહે વારૂ એમ કહી પદડા છોડવાની શમસ્યા યાદ કરી રાહ જોયા કરે છે દાસી સંદેશો કહી પડદો છોડવાની શમસ્યા યાદ કરી રાહ જોયા કરે છે દાસી સંદેશો કહી ગયા પછી રૂપસીંહ પોતાના પ્રધાનને કહે છે કે હે પ્રધાન ફુલાદેએ તો સાત જુદા જુદા પડદાં બાંધી દરેક રંગની જુદી જુદી શમસ્યા પૂછે છે સર્વના બરાબર ઉત્તર આપું તોજ મારી સાથે પરણે હું તો કશીએ સમસ્યા સમજતો નથી તો ઉતર શી રીતે દઉ અરેરે હવે તો પુર્ણ કમબખતી આવી જો આ વખતે ઠાકોર આપણી સાથે હોત તો ઉતર આપત ને આપણું કામ થાત માટે હવે કાંઇ ઉપાય રહયો નથી માટે આ ગામમાં આપણાં છાના સેવકો મોકલી કોઇ બત્રીસ લક્ષણો પુરૂષ શોધી મંગાવો

ા જો આવે તો મારૂ કામ થાય નીકર આબરૂ ગુમાવી પાછા જવું પડશે ા સાંભળી તેણે ચતુર સેવકોને બીના સમજાવી ચારે તરફ મોકલ્યા ા બત્રીસ લક્ષણાની શોધ કરે છે પણ જોઈએ તેવો કોઈ ચાલાક પુરૂષ મળતો નથી તો પણ શોધ્યા કરે છે એટલે એક કાસદે ઠાકોરનો પત્ર લાવી રૂપસીંહને આપ્યો તેમાં લખ્યું છે કે આપ દરબાર વીશેની તથા શહેર અને લશકરના બંદોબસ્ત વીશેની કશી ચીન્તા કરશો નહી બધી વાતનો બંદોબસ્ત રાખ્યો છે આપ લગ્ન કરી વહેલા પધારજો એજ વીનંતી પત્ર વાંચી રાજા પ્રધાન બેઉ રાજી થયા પણ ઘડા છોડનારની રાહ જોયા કરે છે. કાસદને મોકલ્યો પછી ઠાકોરે પોતાના મનમાં વીચાર કર્યો કે રાજાનો સર્વ ઠેકાણે સારો બંદોબસ્ત પાસે છે માટે કરવાનું મીશ કરી મારા ઘોડા ઉપર બેસી કોઈ કાર્યમાં ન આવે તેમ રાજા રૂપસીંહજીના લગનની ધામધુમ જોઈ વહેલો આવતો રહીશ એવો નિશ્ચય કરી સર્વે અમલદારોને ભલામણ કરી ફરવાનુ મીશ કરી નીત્યનો પોશાક લઈને પોતાનો ઘોડો તઈયાર કરાવી તે ઉપર અસ્વારી કરી પવનવેગે ચલાવી થોડી વારમાં ચંપાવતી નગરી નજીક આવીને પોતાનો અમીરી પોશાક કહાડીને સુશોભીત ફકીરી પોશાક પહેરી શહેરમાં જઈ ઉતરવાનું એકાંત ઠેકાણું જોવા માંડયું એટલામાં એક અતિ સુંદર મશીદ જોઈ ત્યાં ઘોડા સહીત ચાલ્યો ગયો. તેને જોઈ બીજા ફકીરો બોલ્યા કે કયું હઝરત આપ કહાંસે આયે ઔર કહાં જાતે હો ફકીર કહે છે મેં ખાલી ફીરનેકુ નીકલા હું એ મસ્જીદ અચ્છી દેખકે દેખનેકુ આયા હું તે સાંભળી ફકીર કહે છે કે હજરત આજકી રાત યહાં ઠેર જાઓ એવું કહી તેને ખાટલો ગોદડુ પથારી બેસાડયો પછી ઘોડાને પોનાની પાસે એક લીમડાના ઝાડ સાથે બાંધી તેને ઘાસદાણો મુકયો તથા તેણે પાણું તે પછી ફકીરોને પસંદ પડે એવી મીઠી મીઠી વાતો કરી

ખુશી કર્યા એટલે રાજસેવકો જે બત્રીસલક્ષણો પુરૂષ જોવા નીકળ્યા હતા તે ચોતરફ રખડી રખડીને થાક્યા પછી ફરતા ફરતા મશીદ પાસે આવીને કહે છે કે આખા શહેરમાં અથડાયા પણ હજુ કોઇ મળ્યું નહી માટે આ મસીદમાં જઇને જોયું તો ત્યાં એક ચંચલ નવો ફકીર જોયો એટલે તેની સામું જોઇ માંહોમાંહો કહે છે કે આને પુછી જોઇએ તો ઠીક એ શબ્દ સાંભળી નવો ફકીર કહે છે કે તુંમ આપસ આપસમેં ક્યાં ગરબડ કરતે હો જરા ખબરદારીસે બાત કરો તે સાંભળી રાજસેવકોએ કહ્યું કે તમે ગુજરાતી વાત બોલી જાણો છો અને એ ભાષાની સમસ્યા સમજી શકો? તે સાંભળી ફકીર કહે છે કે બંધુએ બોલી જાણું એવો છું ઉતર મળતા સેવકો કહે છેકે આ નગરના રાજાની પુત્રી ફુલાદે સાથે અમારો રાજા પરણવા આવ્યો છે પણ ફુલાદેએ વરની ચતુરાઇ જોવા સાત પડદા જુદા જુદા બાંધ્યા છે ત્યાં ઉભા રહીને દરેક પડદા આગર જે સમસ્યા કહે તેનો ઉતર આપવો જોઇએ તે વિષે જો તમે જાણતા હો તો અમારી સાથે આવી પડદા છોડાવશો તો અમારા રાજા સાહેબ તમને ધન આપી રાજી કરશે તે સાંભળી ફકીર કહે છે કે મારે કાંઇ જોઇતું નથી જો તમારા રાજાનું લગ્ન થતું હોય તો તે વાતમાં બહુ ખુશી છું પણ આ વાતની ખબર કરી રાજાનો લગ્ન સમયનો પોષાક લઇ આવો તે પહેરી સાત પડદા છોડાવી નાંખુ એવું સાંભળી સેવકોએ તે સર્વ બીના રાજાને કહી એટલે પોતાના લગનનો પોશાક ચાકરો સાથે મોકલ્યો તે લઇ ફકીરને આપ્યો એટલે તેણે પહેલાં સેવકોને કહ્યું કે તમે ફુલાદેને કહો કે તે સમસ્યા પુછવા માંડે વળી રાજાને કહેજો કે તમે આજ પોષાક પહેરી પરણવા બેસજો તેથી તમારૂં કામ ફતેહ થશે સમાચાર સાંભળી સેવકોએ રાને તથા ફુલાદેને જાણ કર્યું આંહી ફકીરને વરરાજાનો અમીરી પોશાક પહેરી પોતાના ઘોડાને

તૈયાર કરી તે ઉપર અસવારી કરી ઘોડાનો તરેહવાર ચાલ ચલાવી નચાવતો નચાવતો ફુલાંદેના મહેલ નજીક આવ્યો ત્યાં રસ્તાના સર્વ લોકો તેની ચંચળાઇ જોઇને ઘણા ખુશી થયા તેમ ફુલાદે પણ નાહી ધોઇને સોળે શણગાર નવા ઉત્તમ પ્રકારના પોષાક પહેરી પોતાની બારીમાંથી વરરાજાની રાહ જોયાં કરતી હતી તે પણ જોઇને બહુ ખુશી થઇ દાસીને હુકમ કર્યો કે વરરાજા પધારે છે તેને માનપાન આપીને પડદા બહાર ખુરશી નાંખી બેસારજે. હું સમસ્યા પૂછીશ એવો હુકમ કર્યો એટલામાં વરરાજા મહેલ પાસે ઘોડો નચાવતા આવી ઉભા રહ્યા એટલે દાસીએ આવી કહ્યું કે અહો વરરાજાજી પધારો બિરાજો આ ખુરશી ઉપર મારી બાઇ પડદામાં તૈયાર છે તમને સમસ્યા પુછે તેનો ઉતર આપશો તો તે ખુશીથી તમારી સાથે પરણશે તે સાંભળી વરરાજાએ (ગજરામારૂએ) ઉતર આપ્યો કે તમે ગમે તે પ્રમાણે પુછો એવું સાંભળી દાસીએ પોતાની બાઇને કહ્યું કે તમે ગમે તે પુછો એટલે ફુલાદે પડદામાં રહીને પુછે પહેલો ધોળો પડદો.

દુહો—પડદે આવ્યા મારા વાલમાં; તમે કહોને પડદા કેરી રીતરે, તમે૦ ધોળો પડદો રાજા કહી દાખવે. વરમાળા આરોપું આણી પ્રીતરે; વરમાળા૦ રાજા—ધોળી વનમાં ગૌધેન ચરે. કાંઇ ધોળી તે વનમાં કપાસરે, કઇ ધોળુ તે દુધ પીને જીવે સર્વેરે એતો લીલા શ્રી અવીનાશરે એતો૦ રાણી ફુલાદે—ભલો તે ઉતર આપ્યો રાયજીરે તમ બલા તે રાખ્યો રંગરે તમે૦ હવે પીળો પડદો કહી દાખવો, તમને પોઢાડું સેજ પલંગરે તમને૦ પડદો બીજો—ધોળો તે પડદો છોડી નાંખજો પછી પીળા સુણજો રીતરે ૫૦ ગુણ એકમાં ઉત્તર આપીને તમને પરણી લઇ જાઉ ખચીતરે ત૦ પીળો તે વનમાં ચોપરો કાંઇ પીળી ચણાની દાળરે કાંઇ૦ પીળો તે શોભે ગોરાદેનો

કંચવો કશી કશીને પહેરો આણી વહાલરે, કશી રાણી ભલેરો૦ ઉતર દીધો રાયજી ભલો રાખયો હુસીયારીનો રંગરે ભલો૦ હવે રાતો પદડો કહી દાખવોરે તમને પોઢાડુ સેજ પલંગરે તમને૦ પદડો ત્રીજો પીળો પદડો પાછો કરો પછી રાતાની સુણજો રીતરે પછી૦ પળ એકમાં કહી દાખવુ તમને પરણી જઈશ ખચીતરે તમને રાતી તે વનમાં ચણોઠીને રાણી રાતો કસુંબો મજીઠરે રાણી રાતો શોભે ગોરાંદેનો ચુડલો બારે માસ પેરતો દીઠરે બારે રાણી૦ ભલો ઉતર આપ્યો રાયજી સુણી મનમાં તે થાય ઉમંગરે સુણી હવે કાળો પડદો કહી દાખવો તમને પોઢાડુ સેજ પલંગરે તમને૦ પડદો ચોથે રાતો પડદો પાછો કરો ને પછી કાળાની સુણજો રીતરે પછી૦ એને પણ એકમાં કહી દાખવું પ્યારી પરણી લઈ જઈશ ખચીતરે પધારી૦ કાળો તે વનમાં કોશીયો ને તેથી કાળો છે અતીશય કાગરે તેથી૦ કાળો તે શોભે ગોરાંદેનો ચોટલો જાણે શોભે કાળો નાગરે જાણે૦ રાણી ભલા અર્થ કર્યા રાયજીરે તમે રૂડા કહ્યા છે રંગરે તમે૦ હવે લીલા પડદો કહી રાયજીરે તમે રૂડા કહ્યા છે રંગરે તમે૦ હવે લીલો પડદો કહી દાખવો તમને પોઢાડુ સેજ પલંગરે તમને૦ પડદો પાંચમો કહી પડદો કરોને સુખે સુણો લીલા કેરી રીતરે સુખે૦ પળ એકમાં કહી દાખવું તમને પરણી લઈ જાવું ખચીતરે તમને૦ લીલો તે વનમાં ત્રાસેળીયો વળી લીલો તે જવનો છોડરે વળી૦ લીલો શોભે ગોરાંદેનો સાળુડો અંગે ઓઢતાં પહોંચે કોડરે અંગે રાણી ભલો ઉતર આપ્યો ભુપતી તમે ભલો બજાવ્યો છે રંગરે તમે૦ હવે કાબરો પડદો કહી દાખવો તમને પોઢાડુ સેજ પલંગરે તમને૦ રાજા લીલો પડદો પાછો કરો પછી સુણો કાબરા કેરી રીતરે પછી૦ એક પલકમાં કહી દાખવું તમને પરણી લઈ જાશું ખચીતરે તમને૦ રબારી ઘેર બેટડા રાણી કાબરી ભાવસાર ઘેર ભાતરે કાબરી દીસે ગોરાં

દેની આંખડી તે તો આંજતી માઝમ રાતરે૦ તે તો રાણી—ભલો ઉતર તમે દાખવ્યો રાજા ભલો ભજાવ્યો રંગરે રાજા૦ ફરતો પડદો કહી દાખવો તમને પોઢાડુ સેજ પલંગરે તમને૦ રાજા—કાબરો પડદો પાછો કરો પાણી ફરતાની સુણજો રીતરે રાણી૦ એક પલમાં કહી દાખવું તમને પરણીને જાશું ખચીતરે તમને૦ ફરતો ગોરાંદેનો રેંટીઓ જેની તીખી લોહાની ત્રાકરે જેની સાત છોડયા ને ત્રણી છોડશું રાણી પુછો તો દઉ જવાબરે રાણી રાખો હૃદયામાં ઓરતો વણુ દીઠો પુછો તે કહું રે રાણી૦ જોઇ હરખી સાહયબા મુને વાગ્યા તે મોહના બાણરે મુને પેલા ભવના પુણ્યે મળ્યા સ્વામી ચૌદ વિદ્યા ગુણ જાણરે સ્વામી પદડા છોડયા મારા વાલમાં હવે રહેતી નથી મને ધીરરે હવે વરમાળા આરોપુ હેતથી આપુ કરીને નણદલ કેરા વીરરે થાપુ૦ ભલા કહ્યા ભલા સાંભળ્યા ભલો ભજવ્યો રંગરે રાજા૦ ગદબદ પડદો કહી દાખવો તમને પોઢાડુ સેજ પલંગરે તમને.

રાણી ફુલાદે કહે છે કે પ્રાણનાથ તમે મહાન ચતુર છો તેથી મેં જે સમસ્યાઓ પુછી તેના ખુલાસાબંધ ઉતરો આપ્યાં તેથી મારા મનનું સર્વ સમાધાન થયું માટે હે કૃપાનાથ આપ મારી સાથે પરણીને મને પોતાની અર્ધાંગના કરો પણ હે મહારાજ તમે સાત પડદાના ઉતર આપ્યા તેમ આઠમા ગદબદ પડદાની સમસ્યાના ઉતર આપશો તો હું બહુ પ્રસન્ન થઇશ તે સાંભળી રાજા કહે છે પડદો આઠમો—કાબરા પદડાને પાછો કરો કામનીરે તમે આવી બેસો સનમુખરે તમે૦ ગદબદ પડદો કહી દાખવું પછી પરણી પમાડુ સુખરે પછી ગદબદ ધીને સાકર રાણી૦ ગદબદીઓ કંસારરે રાણી૦ ગદબદ રાણીની રાતરે ફુલડાં તેમાં પોઢે ફુલાદે નારરે તેમાં૦

એવી રીતે રાજાએ ઉત્તર આપ્યો તે સાંભળી ફુલાદે પણ પ્રસન્ન થઇ કહે છે કે હે રાણીજી હવે મારા મનને એક ક્ષણવારની ધીરજ રહેતી નથી માટે તમે જાન તઇયાર કરી પરણવા આવો હું પણ મારા પીતાને કહેવરાવી સામગ્રી તઇયાર કરાવરાવું છું. રાજા કહે સારૂં એમ કહી પોતે ઘોડા ઉપર બેસી પોતાના ઉતારા ભણી (મસીદમાં) આવ્યા કે તરત પહોંચતાં પોતાના અંગ ઉપરનો સર્વ પોશાક ઉતારી રાજ સેવકોને કહ્યું કે આ પોશાક લઇ રાજાને આપી કહો કે મહારાજ આ પોશાક પહેરી તરત લગ્ન કરવા પધારજો કેમકે રાણીને આડે પડદાની સર્વ સમસ્યાના ઉત્તર આપી બધા પડદા છોડાવી નાંખ્યા છે માટે તે વિષે હવે તમને કશી હરકત થાય તેવું નથી. પણ પરણીને કન્યા તેડી તરત પોતાને શહેર પધારજો ઝાઝીવાર રોકાશો તો તેમાં શોભા નથી કેમકે આપણા રચેલા પ્રપચની કાંઇ ખબર પડશે તો ફજેતી થશે માટે બધી વાતની હુંશીઆરી રાખજો એમ કહી રાજ સેવકોને વિદાય કર્યા પછી પોતે વિચાર કર્યો કે હવે મારે એક ક્ષણ પણ રહેવાની જરૂર નથી માટે તઇયારી કરૂં એમ વિચારી મસીદમાંના સર્વ ફકીરોને પોતપોતાની લાયકી પ્રમાણે રૂપીઆ વહેંચી સરવેને સલામ આલેકુમ કરી ઘોડા ઉપર બેસી પવનવેગે પોતાને સ્થાનકે આવી માણસને મળી વાતચીત કરી જમીને પાન સોપારી ખાઇ દરબારમા જઇ સર્વે અમલદારોને પુછી સર્વે કામ કરી પોતે સંભાળી લીધું એટલામાં સેવકોએ રાજા રૂપસીંહને વરરાજાનો પોશાક આપી સર્વે કહી સંભળાવ્યું એટલે પોશાક પહેરી સર્વે જાન તઇયાર કરી ગાજતે વાજતે તે કન્યાને માંડવે જઇને તોરણે ઉભા રહ્યા એટલે સાસુએ શીરસ્તા પ્રમાણે પુંખી લઇને ગોરના કહ્યા પ્રમાણે લગનનું કામ ચલાવ્યું ફુલાંદેને તેનો મામો માવરામાં તેડી લાવ્યો પછી રાજા રાણીને વાળી

સહીત કન્યાદાન આપી તરેહવાર વસ્ત્ર ને અલંકાર આપ્યાં ત્યાં નાના પ્રકારના વાજીંત્ર વગડાવી ધોળ મંગળ ગાઇ વરતી લગ્ન સમારંભ પુરો કરી સઉને ગુલાબજળ છાંટી ફુલ તોરા ને પાનના બીડાં આપ્યાં પછી જાનને ઉત્તમ જમણ આપી બીજા દહાડે પહેરામણી રૂડી રીતે કરી જાન જમાડીને કન્યા સુદ્ધાં સરવેને ધામધુમથી વિદાય કરી બ્રાહ્મણો વગેરે સર્વ જાચકોને દાન આપ્યાં તેથી સરવે મળી વર-કન્યાને આશિર્વાદ દીધા પછી સરવે વિદાય થયા તે પોતાના શહેર નજીક આવી બંદુકના અવાજ કરાવ્યા તે વાતની ઠાકોરને ખબર પડતાં મોટી ધામધુમથી સામઇયું લઇ પોતાના ઘોડાને શણગારી તરેહવાર ચાલથી નચાવતો નચાવતો રાજા રૂપસિંહની સામો આવ્યો દારૂખાનું ફોડાવી મોટી ધામધુમ કરાવી એટલામાં ઠાકોરનો ઘોડો ભડક્યો, તે મસ્તીથી માથા ઉપરનું કસબી સેલું નરમ પડયું તેથી પોતાના વાળ-માંથી સુગંધી મોગરાના તેલની ખુશબો આવી તેમજ પોશાકમાંથી બસરાઇ ગુલાબના અત્તરની ખુશબોનો ભભઃ નીકળ્યો તે રાણી ફુલાં-દેના રથમાં આવ્યા તેથી પોતે આશ્ચર્ય પામીને ખાસ કરી પુછે છે કે હે દાસી આવી કીમતી અત્તરની સુગંધી એકાએક કયાં આવી તે કહે તે સાંભળી દાસી કહે છે.

દુહો—પડદા છોડી ગયા રાજવારે, શુનો એવો તે સંદેહ થાય રે એવો ઘોડાને એવો સાહેબો ગુણીયલ ગજરામારૂ ચાલ્યા જાયરે ગુણીયલ૦ ચતુર તોખાર કંઇ તેમનોરે, રૂપે દીસે તે બાળે વેશરે રૂપે૦ રૂડી સુગંધી આવી ત્યાં થકી કાંઈ વીખરાયા શીરના કેશરે કાંઇ૦

દાસી કહે છે કે બાઈ સાહેબ જેણે આપણા મહેલમાં આવી પડદા છોડાવ્યા તેજ વરરાજા તેજ ઘોડા ઉપર લટકમાં ચાલ્યા આવે છે તેમના કેશનો અંબોડો છુટી ગયો છે તેમાંથી આ સુગંધી

આવે છે, એવી વાત સાંભળી રાણી ફુલાદે કહે છે કે હે દાસી જેણે મારી સમસ્યાનો ઉત્તર આપી પડદા છોડાવ્યા હતા તે ગજરામારૂને પરણી છું માટે કોયો રાજા ઠગબાજી રચી મને અહીંઆં તેડી લાવ્યો છે તેના નામની તપાસ કરીને મને કહે, તે સાંભળી દાસી કહે છે કે હે બાઇ સાહેબ પડદા છોડાવ્યા તેનું નામ ગજરામારૂજી અને આ નગરનો રાજા હાલ તમને તેડી લાવ્યો છે તેનું નામ એના પોતાન માણસો રૂપસિંહ કહે છે તે સાંભળી ફુલાદે કહે છે કે મારા રથનો પડદો આઘો ખસેડ હું નજરે જોઇને ઓળખું.

દુહો—ઝટપટ દાસી પડદો ખોલજેરે મને મારૂજી જોવાની ખંત મને૦ રૂપસિંહ છે મારો બાંધવો રૂડો, ગજરામારૂ કંથરે રૂડો૦ રૂપસિંહનો ચુડો મેં ભાગીઓરે, ગજરામારૂનો ચુડો હાથરે ગ૦ રૂપ સીંહના શહેરમાં નહી સંચરૂ નહી જાવું એની સાથરે નહી૦ એ પ્રમાણે ફુલાદે કહે છે કે હે દાસી તું ઝટ પડદો ખોલ એટલે હું મારૂ જીનું ચંદ્રમાં જેવું તેજસ્વી મુખ જોઇ સંતોષ પામું મેં તો મારૂજીના નામના ચુડા પેહેર્યા છે રૂપસીંહે ઠગબાજી રચી માટે હાલ તેની ખબર પડતાં તેના નામનો ચુડો મેં ભાગી નાંખ્યો છે એથી તેના નગરમાં મારે પગ મુકવો નથી એમ કહી પડદો ઉંચો કરાવી જોયું તો છેલ છબીલા મારૂજી ઘોડો નચાવતા નચાવતા સામા આવે છે. તેને જોઇ ફુલાદે અત્યંત મોહ પામી રૂપસિંહજીએ ઠાકોરને (ગજરા-મારૂજીને) પોતાના શહેરની સર્વે ખબર પુછી ત્યારે ઠાકોર કહે: મહા-રાજ ઇશ્વર કૃપાથી સહુ કુશળ આનંદમાં છે એમ વાતચીત થાય છે એટલે ગામના માણસ ગામમાં જવા માંડયા પણ ફુલાદેએ રથ હલ-કાર્યો નહી ત્યારે રૂપસિંહે પુછયું કે તમે રથ કેમ ઉભો રાખ્યો છે ગામમાં ચાલો તે સાંભળી ફુલાદે કહે છે હે રાજા હું પતીવરત કરૂં છું તેથી હાલ ગામમાં નહી આવું ચાર વરશે પુરૂં થશે ત્યારે

આવીશ આવી રીતે રાણીના વચન સાંભળી રાજાએ ગામની બહાર પોતાના સુંદર બાગના બંગલામાં ઉતારો આપ્યો ને તેની તહેનાતમાં દાસદાસીયો આપી જે જોઇએ તે સર્વ સાહિત્યો મોકલી દીધા પછી પોતે જાન સહિત ધામધુમથી પોતાના મહેલમાં આવી રાજ સંભાળી લીધું તે પછી કેટલેક દિવસે ફુલાદેએ ચાકરો સાથે રૂપસિંહને કહાવ્યું કે મારે આ વાડામાં એક અતી સુંદર સરોવર બંધાવવું છે. માટે કડીયા સલાટ મીસ્ત્રી વગેરેને મોકલી દેજો. તે હુકમ સાંભળી સરવે કારીગરોને મોકલી પત્થરોની બાંધણીથી તળાવ ખોદાવી ચણાવવા માંડયું તે કેટલેક દીવસે પુરૂં થયુ એટલે સરવે કારીગરોને પોતાની પાસેથી પઇસા ચુકાવી આપ્યા પછી વીચાર કર્યો કે મારૂજી ફરવા નીકળશે તે આ રસ્તે આવશે તો તે વેળા એકાન્ત વાત થશે એવો વિચાર કરી વાટ જુએ છે એટલે એક દીવસ ગજરામારૂજી બહાર હવા ખાવા નીકળ્યા તે ફરતા ફુલાદેની વાવ પાસે આવ્યા એટલે ઘોડાને તરસ લાગી તેથી નીરભયપણાથી વાડીમાંજ નવા તળાવમાં પાણી પાવા માંડ્યું તે ફુલાદેએ બંગલાની બારીમાંથી જોયું એટલે તેને કહે છે

દુહો—નથી ખોદાવી ચણાવીયારે હેલા નથી બંધાવી પાળરે;
તેમાં ચકલા ચાંચ બોળે નહી, માટે ઘોડો પીતો તું ખાળરે; માટે૦

ફુલાદે કહે છે કે હે હેલા રાજા આ સરોવર કાંઇ તમે બંધાવ્યું નથી જે નીર્ભય થઇ ઘોડાને પાણી પાઓ છો તે ઠીક નહિ, માટે ઝટ રોકી રાખો. એવા આકાશ બોલ સાંભળી મારૂજીએ તરત લગામ ખેંચી, રાણી પાણીથી થયા શું પાતળાં તમે લ્યો પાણી કેરા દામરે, ગજરામારુજી કહે છે હે રાણી જેઓ શ્રીમંત ઉદાર અને ધર્માત્મા પુરૂષો કિંવા સ્ત્રીઓ છે તે પરોપકારને સારૂ ઘણું ધન ખરચી સદાવરત ધર્મશાળા તળાવ વાવ કુવા વગેરે

બંધાવે છે તેથી પશુ પક્ષીને માણસો વગેરે બહુ સુખી થાય છે. એવું જાણી મારા તરસા ઘોડાને પાણી પાવા આવ્યો તે મ્હોં બોળતાંજ બુમ મારી અટકવ કર્યો તે ઉપરથી સાફ જણાય છે કે તમે પાણીથી પાતળા થયા માટે મારે તમારૂં જરાયે સપાડું નહી જોઇએ લ્યો તમારા પાણીના દામ એમ કહીને પોતાના હાથમાંથી સોનાનું કડું કાઢી તેના મહેલમાં ફેંકી રીસ ચડાવીને ઘોડા ઉપર અસ્વાર થઈ ચાલવા માંડયું તે વેળા ફુલાદે પસ્તાઇ કહે છે.

દુહો—ડગલું ભરો તો મારા સમ છેરે; તમને રામચંદ્રની આણુરે તમને ત્રાંબાકુંડી રાજા જળ ભરૂં તેમાં થોડા પાઉ નીરવાણુરે તેમાં ઘણે દીવસે વીજોગ ભાગીઓ મુને હરખ વધ્યો ઘણો અંગરે; મારા મ્હોલમાં પોઢોને મારૂ પાતળા તમને પોઢાવું સેજ પલંગરે તમને૦ રાણી ફુલાંદે કહે છે કે રાજા તમે પૂર્ણ વિવેકી ને મહાબુદ્ધિમાન થઇ ખાલી મશ્કરીની વાત ઉપરથી આટલી બધી રીસ શું કરવા અરે મહારાજ એટલી અમારી ચુક થઇ તેની ક્ષમા કરો એમ હાથ જોડીને વળી કહે છે કે હું ઘણા દીવસથી તમને મળવાની વાટ જોયા કરૂં છું એટલામાં આજે પરમેશ્વરે દયા કરી તેથી આપનો મીલાપ થયો. વળી રૂપસીંહનો પરપંચ મારા જાણવાંમ આવતાં મેં પણ ઘટતો ઉપાય કરી કહ્યું કે મેં બાર વરસ સુધી પતીવરત લીધું છે તે પુરૂ થયે નગરમાં આવીશ એવું કહ્યું છે તે આપ પ્રાણ-પ્રીય પતિનેજ માટે ને તમે રીસાઇ જાઓ છો તે હું જવા દેવાની નથી જો આપ મારા મહેલમાં ન પધારો તો તમને રામ દુવાઇ છે અને મારા સમ છે એમ કહી મારૂજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા તેથી મારૂજીના મનમાં દયા આવી એટલે રાણી ફુલાદેને કહે છે કે પ્રથમ મારા ઘોડાને શાંત કરૂં તે પછી તમારા મહેલમાં આવું એવું સાંભળતાં રાણીએ તેને ઉત્તમ ઘાસના પુળા નાખીને

સરોવર ઉપર ચાકર સાથે મોકલી પાણી પાઇને તોબરામાં ચણા ઘાલી ખવરાવ્યા તે જોઇ મારૂજી મહેલમાં ગયા ત્યાં રાણીએ બહુમાન દઇ પોતાના સુંદર પલંગપર બેસાડીને પાણી પાઇ પાનનાં બીડાં આપી નાના પ્રકારના હાસ્ય વીનોદની વાતો કરી પોતાના છેલ સ્વામીને બહુ પ્રસન્ન કર્યા વળી રસોઇયાને આજ્ઞા કરી નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ કરી રૂચી પ્રમાણે જમાડી પાન સોપારીના મસાલાદાર બીડાં આપ્યાં તે ખાઇને મારૂજી ખુબ ખુશી ખુશી થયા પછી સોગઠા બાજી માંડી તેમાં ખુબ તાલ પડયો ઘણી વારે બાજી પુરી થઇ મારૂ જીત્યા તે પછી નીદ્રા આવી એટલે રાણીને કહે છે કે હવે મને રજા આપો તો મારે મુકામે જાઉં રાણી કહે આ ઘર તમારો મુકામ સમજી સુઇ રહો એવું સાંભળી પોતે ફુલાદેના પલંગપર સુઇ રહ્યા તે પ્રભાતે ઉઠી દીશા જંગલ જઇ આવી હાથ પગ ધોઇ મુખ માર્જન કરી કહ્યું કે હે રાણી હવે મને રાજી થઈ રજા આપો તો હું મારે મુકામ જઉ ને વેળા થયે રાજ દરબારમાં જઇશ.

તે સાંભળી ફુલાદે કહે છે કે મહારાજ! જ્યારે તમે પડદા છોડાવી પરણાવીને આવ્યા તે સમયેજ તમારી ચંચળાઇ જોઇ મને મોહ લાગ્યો છે. તે દીવસથી આપનો ફરી મેળાપ થવા ચાહતી તે પણ થયો તેથી વિશેષ માયા બંધાઈ છે માટે હવે તમારા વિયોગથી એક પણ દીવસ મારાથી રહેવાશે નહી માટે મારા મહેલમાં આપ રાત્રીયે નીત્ય આવજો મારૂજી એમ કરશું, એવો ભરૂસો આપી ઘોડે સ્વાર થઇ માલણને ઘેર આવી સર્વે હકીકત કહીને પાડોશીનું એક મોટું ઘર વેચાતુ લઇ તેનો પાયો ખોદાવી મજબુત સારા કારીગરો પાસે બંધાવા માંડયું તેની ભલામણ માલણને કરી, વેળા થયે જમીને નોકરી ઉપર ગયા ત્યાં રાજા પ્રધાન અને બીજા સર્વે કારભારીઓએ માન દઇ

બેશાડી નાના પ્રકારની વાતો કરવા માંડી એટલે ઠાકોરને ઝોકા આવવા લાગ્યા તે જોઇને રાજાનો એક કાણીઓ સીપાઇ મહા ચતુર હતો તે કહે છે,

દુહો—આજની આંખોરે ઠાકોર રાતીયો દીસે ઉજાગરાતું ઘેનરે દીસે ઠાકોર કોને મહોલે રંગ માણીયો જાણે જાગ્યા છો સારી રાતરે જાણે

એવું સાંભળી મારૂજી કહે છે

દુહો—અમે ગયાતા રાયની વાડીએ ત્યાં તો સાથી મળ્યા દશ વીશરે ત્યાં તો કેસર કસુંબો ઘોળીયો તે પીધાની કેફ શરીર; તે પીધાથી૦

એવું સાંભળી કાણીયો કહે છે.

દુહો—અમલની કેફે ઠાકોર ઘેરીયોરે કાંઇ માર્યા સોરંગીના બાણુરે નેન બળે નારો નીરખયાના શું સમજાવો ચતુર સુજાણરે

કાણીયો સીપાઈ કહે છે કે ઠાકોર અમલની કેફ તો ઘેરી ઘેરી હોય છે પણ આતો કોઇ પ્યારી સાથે રસભરી વાતો કરતાં ઉજાગરો થયો હોય એવી રાતી જણાય છે એવું સાંભળી ઠાકોરને બહુજ રીસ ચડી તેથી કાણીયાને ધમકાવીને કહે છે અલ્યા બેશરમી કાણા તું તારા મનમાં જાણતો હશે કે હું મારી હુંશીયારી જણાવું છું પણ એ હુંશીયારી નથી પણ પાકી મુરખામી કહેવાય છે સભા વચ્ચે તું રાજાની અને આ વીવેકી પ્રધાનની પણ શરમ નથી રાખતો તો હું રાજાને પણ ન પુછવાની વાત પુછીશ એવો ઉતર આપ્યો તે રાજાએ સાંભળી વીચાર કર્યો કે ઠાકોરનું કહેવું સત્ય છે એમ ધારી પ્રધાનને કહે છે આ કાણીયાને એક માસ સખત મજુરીની

કેદમા રાખી છુટયા પછી નોકરીએથી રજા આપજો એવું સાંભળી કાણીયો ખુબ પસ્તાઇને રડતો રડતો રાજા પ્રધાન અને ઠાકોરનાં પગે લાગીને બે હાથ જોડી કહે છે કે મહારાજ આજ મે માફમ ખાધી-છે તેમા કેફમાં કાંઇ બોલાયું હોય તે માફ કરો હવે કોઇ દીવસ નહી બોલું એવાં દીન વચન સાંભળી ઠાકોર તથા રાજા પ્રધાને ક્ષમા કરી કેટલીકવારે ઠાકોરની ચાકરીનો વખત પુરો થયો એટલે ઉઠી પોતાને ઘેર ગયા ત્યાં નવા ઘરનુ તથા ભોંયરાનુ કામ તાકીદથી રાતદીવસ ચલાવી કેટલેક દહાડે પુરૂં કરાવી રાત્રીએ તે ભોંયરામાંથી ફુલાદેને મહોલે જઇ હાસ્યવિનોદમાં રાત ગુજારી સવાર થયે ભોંયરામાંથી પોતાને ઘેર આવી વેળા થયે રાજદરબાર જઇ નોકરી બજાવી રાજાના હકમાં ધનનો વધારો ફાયદો કરી બતાવે એથી રાજાને પણ ઠાકોર બહુ પ્રસન્ન પડવા લાગ્યો એમ કરતાં બાર વરસ પુરાં થયાં ત્યારે રાજા રૂપસીંહજીએ વીચાર કર્યો કે રાણી ફુલાદેના વ્રતની મુદત પુરી થઇ છે માટે આજે રાત્રીયે એને મહોલે જાઉ તો ઠીક થાય એમ વીચારી રાત્રી પડી એટલે પોશાકમાં અત્તર છાંટીને બણીઠણી ફુલાદેને બંગલે ગયા એટલે દાસીએ જોઇ પોતાની બાઇને ચેતવણી આપી કે રાજા રૂપસીંહજી મહોલમાં પધારે છે. તેની ખબર કહું છું તે સાંભળી ફુલાદેએ ગજરામારૂને ઝટ ભોંયરામાં સંતાડયા એટલે રાજા મહેલમાં આવ્યા તેને જોઇ રાણીએ મોં ઉપરનું માન આપી ખુરશી ઉપર બેસાડયા એટલે રાજા કહે છે કે રાણી તમારા વ્રતની મુદત પુરી થઇ છે તે સાંભળી રાણીએ ઉતર આપ્યો નહિ એટલે ચારે તરફ નજર કરી જોયું તો પલંગની પાસે ખીંટી ઉપર ઠાકોરનુ કસબી મંડીલ જોઇ વીચાર્યું કે આ મંડીલ યહાં કયાંથી આવ્યું એમ ધારી રાણીને પુછે છે.

દુહો રાજા કહે રાણી સાંભળોરે કાંઇ પુછીને લાગુ પાયરે

કાંઇ સાચુ બોલો તમે સત્યવંતી; રાણી કેટલા પુરૂષ ધર નારરે, રાજા રૂપસીંહ કહે છે કે હે રાણી તમે કેટલા પુરૂષની નારી છો? અને આ કસબી ફક્કડ મંડીલ કોનું છે તે કહો! તે સાંભળી રાણી કહે.

દુહો—સાચુ કહું રાજા સત્યવંતા તમે સુણજો સઘળો સાર તમે૦ પતીવ્રતા ધર્મ અમે પાળીયે, કાંઇ ચાર પુરૂષ ધર નારરે. કાંઇ૦ રાણી કહે છે કે હું ચાર પુરૂષની નારી છું ને પતીવ્રતાતો ધર્મ પાળુ છું એવું સાંભળી રાજા કહે છે.

દુહો—પતીવ્રતા નારી એકની ચાર કર્યા તે કહો આપરે, પર પુરૂષને સતી જાણશે, જાણે હોય તે બાઇ બાપરે તે સાંભળી રાણી કહે છે.

દુહો—જેરે પલંગમાં હું પોઢુ છું તેને પાયા છે રૂડા ચારરે તેના પાયા તેની વચમાં જઇ હું સુઇ રહું છું માટે ચાર રહ્યા ભરથાર તે સાંભળી ફરી રાજા કહે છે કે સાચુ કહો ત્યારે રાણી કહે છે.

દુહો—સાચુ કહ્યું રાજા માનજો તમે સુણીને પામજો પારરે તમે જીવતા મરી એક ઝાંખીયે અમે તેરે પુરૂષ ધર નારરે; અમે.

રાજા રૂપસીંહ કહે છે કે તે એક પુરૂષ કયો છે તે બતાવો ત્યારે રાણી કહે છે કે આ મંડીલ કોનું છે કે રાણી કહે તમારા નામનું છે માટે સવારે ઉઠી નીત્ય તેનું દર્શન કરી પતીવ્રતાપણું પાળું છું એજ આધારે મે બાર વરસ કહાડયાં છે તે વર્ષ પુરું થવા આવ્યું છે, તે સાંભળી રાજા કહે છે કે આ મંડીલ કોણે બાંધ્યું છે? રાણી કહે છે મે મારે હાથે બાંધ્યું છે ત્યારે રાજા કહે છે કે એ વાત સાચી હોય તો ભાગી નાખીને પાછું છે તેવું બાંધી દેખાડો રાણી કહે છે કે આ મંડીલ ભાગી નાખીને તમે બીજા ઓરડામાં જઇને થોડી વાર બેસો એટલે હું તૈયાર કરી તમને

દેખાડીશ તે સાંભળી રાજા મંડીલ ભાગીને બીજા ઓરડામાં ગયા
એટલે કોઇ ન જાણે તેમ ઓરડો બંધ કરીને ભોંયરામાં જઇને
મારૂજીને સર્વે વર્તમાન કહી ઉપર લાગીને જેવું હતું તેવું ફકકડ
મંડીલ બાંધીને પાછું ખાટી ઉપર મુકી ભોંયરામાં જઇ સંતાઇ
રહયો એટલે રાણીના ઓરડાનો દરવાજો ઉઘાડીને અંદર બોલાવી
મંડીલ હતું તેવું બાંધેલું દેખાડયું તે જોઇ રાજા આશ્ચર્ય પામીને
પોતાના મનમાં વીચાર કરે છે કે આ મંડીલ તો નક્કી ઠાકોરનું
છે પણ જ્યાં સુધી મેં મારી નજરે જોયા નથી ત્યાં સુધી બોલવું
મીથ્યા છે એવો વીચાર કરી મનમાં અફસોસ કરી પોતાને મ્હોલે
ગયો. એટલે મારૂજી પાસે જઇ સરવે વર્તમાન કહ્યા તે સાંભળી
મારૂજી કહે છે કે પ્રિયા તમો કશી ચીંતા કરશો નહી હવે
વહેલાજ આપણે અહીંથી રવાના થઇશું એમ કહી પોતાનું મંડીલ
માથે મુકી રાણીની આજ્ઞા લઇ ભોંયરામાં થઇને પોતાને મુકામે
ગયા ત્યાં સર્વે સમાચાર કહીને નાહી ભોજન કરી વેળા થયે
દરબારમાં ગયા ત્યાં રૂપસીંહે ઠાકોરને માથે મંડીલ જોઇ વિચાર
કર્યો કે મહેલમાં મેં જે મંડીલ જોયું હતું તેજ મંડીલ
ઠાકોરને માથે છે માટે એ ઘણા પ્રપંચી માણુસ છે તેથી હવે
જો જો એને ચાકરીએ રાખું તો મારી ઘણી વાતે ખરાબી
થશે માટે એને રજા આપું તો ઠીક થાય એવો વિચાર કરી કહે
છે કે હે ઠાકોર મારે ને તમારે ભેળા રહેવાનો જે સંબંધ હતો
પુરો થયો માટે તમારો જે પગાર નીકળતો હોય તે ચુકવી લ્યો.
આજથી તમારે ગમે ત્યાં જાઓ એવું સાંભળી ઠાકોર કહે છે કે તે
વાતનો મને હરખ શોક નથી; એમ કહી પોતાનો પગાર ચુકાવી
લઇને પોતાને મુકામ આવી માણુસને સર્વે સમાચાર માંડીને કહ્યા
બાદ હવે પોતાને વતન જવાને નકકી વિચાર કરો માટે તમોને

પંદર લાખ રૂપીઆ ઇનામ આપુ છું કે જે તમે મારી ઉપર ખરા દીલની મમતા રાખી બહુ બરદાસ કરી એમ કહીને તે શહેરના તથા આસપાસના ભીખારીયોને બોલાવીને તેઓને ઘટારત પ્રમાણે પુન આપી દારીદ્રમાંથી દુર કર્યા તે પછી તે શહેરના કસબી કડીયા સુતાર સલાટ લવાર અને બીજા મજુરોની સાથે બંદોબસ્ત કર્યો. સરવે તીર્થોને રસ્તે ધર્મશાળા વાવ્ય તળાવ કુવા વગેરે બંધાવવાના કામ ચાલુ કરી તેનું ધન આપવાના માલણને તથા તે શહેરના ધર્માત્મા પુરૂષોને ભેગા કરી સર્વને કહ્યું કે કામ પુરૂં થયેથી તે જગ્યાયે ગરીબ લોકોને સદાવતના સીધાં આપવાં તે વાતમાં રાજા રૂપસીંહ કાંઇ હરકત કરે તો મારી ઉપર માંડવગઢ ખાતે પત્ર લખી જાહેર કરજો હું સત્ય કહુ઼ં છું. જે હું જસાજામનો પુત્ર છું મારૂં નામ ગજરામારૂ છે. એ શબ્દો લોકોને કાને પડતાં રૂપસીંહને ખબર થઇ જે આતો ગજરામારૂ મહા બળવાન પરાક્રમી છે તેથી એ ફુલાદેને જરૂર લઇ જશે, માટે એ પાપીને અહીંયાંથી પાંચ ગાઉ દુર જઇ આવું તો ઠીક થાય નીકર કંઇ તરકટ ઉઠાવશે તો હેરાન કરશે એવો નીશ્ચય કરી ઠાકોરને કહે તમે તઇયાર થાઓ તો હું વળાવવા આવુ, હે સાંભળી ઠાકોરે ઉત્તર આપ્યો કે હું તઇયાર છું એમ કહીને શેહરના તમામ યાચકોને બોલાવી ઘટારત પ્રમાણે દાન આપી બહુ પ્રસન્ન કર્યા પછી સરવેને સાથે ઝટ પોતાના ઘોડા ઉપર બેસી તઇયાર થયા એટલે રૂપસીંહજી કેટલાક લશ્કરના અમલદારોને લઇ સાથે વળાવવા ગયા તે પાંચ ગાઉ પહોંચ્યા એટલે મારૂજી કહે છે કે રૂપસીંહજી તમારી માયા જોઇ હું પ્રસન્ન છું. પણ હવે તમે પાછા વળો તો બહુ સારૂ એમ કહી પાછા વળ્યા ને એક કોશ દુર ગયા એટલે મારૂજીએ બીજે રસ્તે પવન વેગે ઘોડો દોડાવી થોડી વારમાં પાછા માંડવગઢ ફુલાદેને બંગલે કોઇ ન જાણે

તેમ આવી પોંહોંચ્યા પછી બનેલી વાત બધી કહી સંભળાવી હાસ્ય વીનોદની વાતોમાં લીન થઇ ગયા. હવે મારૂજી તેને વળાવીને પોતાને મ્હેલે આવી થાકયા પાકયા સુઇ રહ્યા પણ તેને તરેહવાર સ્વપ્નાં આવવા લાગ્યા એમ કરતાં પાછલી રાતના કુકડા બોલ્યા એટલે રાજા ઝબકીને જાગ્યા પછી પોતાની મામી સુતેલી હતી તેને જગાડીને કહે છે.

દુહો:—રાજા કહેરે મામી સાંભળો મુજને સ્વપ્નાં તરેહવાર થાયરે; મુજને૦ પહેલા પહોરે સ્વપ્નુ આવીયું કાંઇ મ્હોલે ચઢતો રાયરે કાંઇ૦ બીજે પહોરે સ્વપ્નું આવીયું, કાંઇ સોગઠાં માંડયા સોળરે; કાંઇ૦ જાણે એહા ચાવે પાન, તેથી અધર દીસે રાતા ચોળ; તેથી૦ ત્રીજે પહોરે સ્વપ્નુ આવીયું, મામી સાચો માનો સહચારરે, પામી૦ બમર પલંગ પર પોઢતા કાંઇ તુટયો નવસર હાર જાણે૦ રેવંત પલાણીઓ લઇ ચાલ્યા ફુલાદે નારરે, લઇ૦ એવા વચન સાંભળી રૂપસીંહજીને તેની મામી કહે છે કે હે ભાણેજ કહું તે સાંભળ.

દુહો—સ્વપ્નામાં પડો સુકે લાકડે, વળી જાજો સમુદ્ર બેટરે; વળી સ્વપ્નાં સાચા નોયે રાજવી. કાંઇ સ્વપ્ને વધ્યા પેટરે; કાંઇ સ્વપ્ને નીરધન ધન મળેરે, વળી વંધ્યા તે પ્રસવે પુત્રરે; વળી૦ સ્વપ્ને મુરખ બહુ વીદ્યા ભણે કાંઇ સારૂં પામે ઘરસુત્રરે; કાંઇ૦ સ્વપ્ને ભુખ્યો ભોજન જમે, ઘણા તાણાય તેની કુખરે, જાગીને જુવે સવારમાં તોએ પેટમાં ભુખની ભુખરે, તોએ.

રાજા રૂપસીંહને તેના મામી કહે છે, કે હે ભાણેજ ઉપર કહ્યા પ્રમાણે સ્વપ્નાની વાતો સાચી પડતી નથી, તોય તું તે વીષે આટલો બધો અફસોસ કરે છે. હે બાઇ, તું નીશ્ચિંતાઇથી સુઇ રહે

એમ કરતાં કરતાં નીદ્રા આવી એટલે તે સુઇ ગયા પછી રૂપસીંહને કંઇ ચેન ન પડવાથી પોતે એકલો ઉઠીને ફુલાદેને બંગલે જઇને ભીત ઉપર ચઢવા માંડયું એટલે રાણીએ તરત જોયું તેવીજ બોલી.

દુહો—પાછલી રાતે મહોલે કોણ ચડશેરે, જાણે મોહોલે ચડતો ચોરરે જાણું૦ રૂપસીંહ રાજા જો જાણશે તો નહી જીવ્યાનો ડોરરે તો તો૦

એવી રીતે ફુલાદેના વચન સાંભળી રૂપસીંહજી વીચાર કરે છે કે હજી ફુલાદે મારી મરજાદ રાખે છે માટે તેની પાસે જઇ વાતચીત કરૂ એમ વીચારી મોહલમાં તેની પાસે ગયો તેને જોઇ ફુલાદેએ વીચાર કર્યો કે જો મારની સાથે તકરાર કરશે તો તે બે જણા મારામાર પર આવશે માટે એને જુદા પાડું એવું વીચારી રૂપસીંહને કહે છે કે મહારાજ આવો આપણે બીજા એકાંત ઓરડામાં જઇએ એમ કહી તેને બીજા ઓરડામાં લઇ જઇને એક ખુરશી ઉપર બેસાડીને તેને કહે છે.

દુહો—બેનને મોહોલે સીદ આવીયોરે, તમે જાઓને માડી જાયા વીરારે. તમે૦ મેંતો રૂપસીંહનો ચુડો ભાગીયો ગજરામારૂના ઓઢયાં ચીરરે.

ફુલાદે કહે છે કે હે પ્રપંચી તમે તમારાં મનમાં કાંઇ પાકા વીચાર ન કરતાં મારી સાથ દગલબાજી રચી એ ઘણું ખરાબ કામ કર્યું છે તમારો એક તલ જેટલો કશી વાતનો મારી ઉપર અખ્તી-યાર નહી છતાં ધણીપણાનો હુકમ બજાવવા આવો છો તે તમને કંઇ વીચાર કે શરમ આવતી નથી હે વીર, મારી ખરી વાત સાંભળો પ્રથમ માંડવગઢના રાજા જસાજામના પુત્ર

ગજરામારૂની બહુ તારીફ મારી સાંભળી મારાં મા બાપે મારૂજી સાથે સગાઇ કરવાના બંદોબસ્ત સારૂ એક બ્રાહ્મણને મોકલ્યો હતો પણ તે વેળા મારૂજી વનવાસ નીકળ્યા હતા તેથી તેની માએ ઉત્તર આપયો હતો કે મારૂજી મુદત થયે પાછા આવશે ત્યારે કબુલ કરશું એવો ખુલાસો થયો હતો તે પછી એ લોભીઆ બ્રાહ્મણે તમને સમજાવી પોતાની મતલબ સાધી તમને ખોટા મારૂજી ઠરાવી અમારી પાસે આવી કહયું કે ગજરામારૂ સાથે સગાઇ કરી આવ્યો છું તે સાંભળી હું બહુ રાજી થઇ હતી પછી તમે જાન લઇ આવ્યા તે વેળા મારા પતી ગજરામારૂની હુશીયારી જોવા સારૂ મે આઠ પડદા જુદા જુદા રંગના બાંધીને જુદી જુદી સમશ્યાઓ કહી હતી તે વેળાએ ગજરામારૂજી ઉતર આપ્યા હતા માટે તેનેજ પરણી છું તે પછી તમે દગલબાજીથી મને યહાં લાવ્યા તે વેળા આજ ઠેકાણે મારૂ સામઇયું લઇ આવ્યા હતા તેને જોઇ તમારી દગલબાજી સમજી ગઇ હતી માટેજ ખરૂં પતીવૃતપણું પાળવા આ ઠેકાણે બંગલો બાંધી રહી છું માટે તમો મારા માડીજાયા વીર જેવા છો તેથા પોતાની આબરૂ સહીત ઘેર પધારો હું જેની સાથે પરણી છું તેને ઘેર જઇશ; એવી રીતે ફુલાદેનો ઉતર સાંભળી રૂપશીંહે વીચાર કર્યો કે હાલ એ મારૂ બીજા ઓરડામાં છે મેં નજરે જોયો છે યહાં હું એકલો છું તેથી એની જો સામો થાઉં તો મારા ઘાટ ઘડી નાખે કેમકે મહા જોરાવર રાક્ષસને એક તરવારના ઝટકે મારી નાખ્યો હતો માટે હાલ તો પાછો મહોલે જાઉં સવાર પડે શુરા અમલદારોને સાથે લઇ આજ ઠેકાણે ઝાડ સાથે બાંધી એક તીરથી એ રાંડને મારી નાખું એવો વિચાર કરી તે ફીકા પડીને પોતાને મહોલે આવીને પોતાની મામીને સરવે સમાચાર કહ્યા તે સાંભળી મામી તેને કહે છે.

દુહો—મોળાયું મુકીને મોડ ચુંદડીરે કાંઇ તેં લજવ્યું છે કુળ

કપુતરે, કાંઇ ભાલો ભાગીને લડાવ રેંટીયો, તું તો કાંત ઝીણેરી સુતરે તું તો તેની તેની વણાવ જઇને પાઘડી, ને તો દે જઇ મારૂને ભેટરે લે તો૦ પશુ પંખીને બહુ પાળે છે તેમ તારૂં તે ભરશે પેટરે તેમ૦

અર્થ—રૂપસિંહને એની મામી કહે છે કે હે બાયલા તે ક્ષત્રીનું પાણી લજવ્યું માટે શમશેરને ભાલા એ તને શોભતાં નથી માટે મરદનો પોશાક ઉતારી સ્ત્રીનો વેશ ધારણ કરી રેંટીઓ કાંત અરે મુરખ આ પ્રમાણે કોઇ શતરૂ તારૂં રાજ લેવા આવે તો તું શી રીતે લડાઇ કરી શકે અરે બાયલા તું ફુલાદેને લીધા વીના કેમ આવ્યો તેં કાંઇ પાણી દેખાડયું નહી હવે ચોફાળ ઓઢી મુક ધીકાર છે તારા અવતારમાં એવી અપમાન ભરેલી બોલી સાંભળી રાજા પોતાની મામીને કહે છે કે હે મામી આવા છેક હલકા શબ્દો કેમ બોલો છો સવારે કેવું યુદ્ધ કરી એ ફુલાદેને કેવી તીરથી વીંધાવી નખાવું છું એમ કહી પોતાની મામીને સમજાવે છે હવે રૂપસીંહ ફુલાદેને મહોલે ગયા છે પછી ફુલાદે મારૂજીની પાસે આવીને કહે છે પ્રિય પતી રૂપસીંહની સાથે પરસ્પર જે વાતો થઇ તે તમને કહું તે સાંભળો તે સાંભળી મારૂજી કહે છે કે હે પ્રીયા તમારૂં પરસ્પર બાલણું થતું હતું તે મેં સાંભળ્યું છે માટે વિગત સહીત કહેવાની કાંઇ જરૂર નથી અહો પ્રીય રૂપસીંહ પોતાનું લશ્કર લઇ મારી સામા લડવા આવશે તો તેને હું અનીરૂદ્ધની પેઠે એકલો પુરો પડીશ તે વિષેની જરાએ ચીંતા કરશો નહી તમને હું ચોરના પેઠે નહી લઇ જાઉં અને દરબાર વચ્ચે દેખાડી કરીને જઇશ માટે તમે પોતાના સોળે શણગાર સજી દાસી સુધાં તૈયાર થઇ જુદા જુદા ઘોડા ઉપર બેસી મારી સાથે ચાલો તે સાંભળી રાણી ફુલાદે સોળે શણગાર સજી દાસી સુધાં તૈયાર થઇ એટલે મારૂજી પણ પોતાના સરવે પોશાક પહેરી ઢાલ તરવાર બંદુક અને ભાલા વિગેરે સરવે

હથીયાર બાંધી રાણી અને દાસી સુધાં દરબારમાં આવ્યો તેને જોઇ રાજા પ્રધાન અને સભામાં બેસનાર સરવે લોકો આશ્ચર્ય પામી દીગમુઢ બની ગયા તે વેળા મારૂજી કહે છે કે હે રૂપસીંહજી તમો તથા પ્રધાનજી સર્વે સભાસદોને ખબર આપું છું કે આ ફુલાદે રાણીએ પરણતી વખતે આઠ પડદા બાંધી આઠ જુદી જુદી સમશાઓ પુછી હતી તેના ઉતરો તમે આપ્યા નથી, મેં ઉતરો આપી પડદા છોડાવ્યા હતા માટે પ્રથમથીજ તે મારાજ સાથે પરણી છે માટે તે મારી રાણી છે તેથી સરવે સભાની સાક્ષીએ હું તેને પોતાના દેશ લઇ જાઉં તેમાં તમારો કાંઇ અખત્યાર નથી માટે માટે જે મહેનત કરશો તે સદા રદ જાશે માટે તમને જાહેર કરૂં છું કદાપી તમારે બેસમજથી લડાઇ કરી સામે થવું હોય તો હું તઇયાર છું એમ કહી રાણી ફુલાદેને દાસી સુધાં આગળ કરી પોતે પાછળ રહીને ઘોડાઓને પવન વેગે ચલાવી પોતાના વતન ભણી જવા નીકળ્યા તેની પછવાડે રૂપસીંહજી પોતાના શુરવીર અશ્વારી સીપાઇ તથા અમલદારોને લઇ ત્રણ કોશ સુધી પાછળ ઉતાવળ કરી ગયા તોપણ મારૂજીનો ફરી મેળાપ થયો નહીં ત્યારે છેક નીરાશ થઇ પોતાના લશકર સુદ્ધાં પાછા વળી રૂપસીંહજી વીલે મોઢે પોતાના રાજમેહલમાં આવી મહા ઉદાશ થઇ લાંબો વિચાર કરી પોતાના મનને સમજાવ્યું કે હું પ્રથમથીજ દગલબાજીનો ભાગો રચી ફુલાદેને લાગ્યો હતો તે કેમ નભે એ વીશે ગજરામારૂનું તેમ ફુલાદેનું કહેવું વાજબી હતું તેથી જેનો માલ તેને સ્વાધીન થયો એમ વિચારી અફસોસ મુકી દીધો હવે ગજરામારૂજી પોતાની રાણી ફુલાદેને નગર આવ્યા તેની રાજારાણીને ખબર પડતાં સામઇયું લઈ મોટુ માન આપી પોતાના રાજમહેલમાં ઉતારી નાના પ્રકારની ઉત્તમ રસોઇ તઇયાર કરાવી પુત્રી જમાઇને ભોજન

કરાવી તે બાદ સુવાસીત પાનનાં બીડાં આપ્યાં પછી રાજા રાણીએ પોતાની પુત્રી જમાઇના કુશળ વર્તમાન પુછી કેટલીકવાર ઘણા વરસની જાણવાજોગ બાબતો પુછી તેના ખુલાસાબંધ ઉતારો મળતાં રાજા અને રાણી બહુ પ્રસન્ન થયાં પછી રાત્રીએ વાળુ કરી થોડીવાર બાગની હવા ખાઇ બંગલામાં સુઇ રહયાં ને બીજે દીવસે સુર્યોદય થતાં વહેલા ઉઠી દાતણ કરી રાણી ફુલાદેને કહે છે અહો પ્રીય હવે તું પોતાના વહાલા માબાપની પાસે રહે હું રજા લઇ જાઉં છું તે સાંભળી ફુલાદે કહે છે અહો પ્રાણનાથ મને મુકી આપ કેમ પધારો છો ! હવે પછી આપના વીયોગથી મારાથી એક ક્ષણવાર રહી શકાશે નહિ માટે જ્યાં પધારો ત્યાં સાથે તેડી જાઓ તે સાંભળી મારૂજી કહે છે હે પ્રીયા હું તને મુકી જનાર નથી પણ હજુ મને બીજી બે રાણીઓ મળનાર છે માટે તેની તજવીજ કરીને બેઉને લઇ પાછો તારી પાસે આવીશ ને પછી આપણે સરવે મળીને માંડવગઢ જઇશું માટે તું મને જવા દે તે સાંભળી ફુલાદે કહે છે કે મહારાજ ભોજન તઇયાર થતા આવ્યું છે તેથી જમીને પધારો એમ કહી સેવકોને બોલાવી સુગંધી તેલ શરીરે મર્દન કરાવી ગરમ પાણીએ નવરાવી પીતાંબર પહેરાવી અતી ઉતમ ભોજન જમાડી સતુષ્ટ કરીને પાન સોપારીના બીડાં આપી સરવે બીના પોતાના માબાપને કહીને રજા અપાવી એટલે મારૂજી કહે છે કે મારી વહાલી સ્ત્રી તું કશી વાતે દીલગીરી થઇશ નહી હું એક વચની છું માટે કામ ફતેહ કરી વહેલો આવીશ એવું સાંભળી ફુલાદે આશીશ દઇ કહે છે કે અહો પ્રાણનાથ જ્યાં જાઓ ત્યાં સરવે ઠેકાણે પરમ દયાળુ પરમેશ્વરે અહોનીશ તમને કુશળ આનંદમાં રાખી રક્ષણ કરો એવા શબ્દ સાંભળી મારૂ ઘોડેસ્વાર થઇ સારા શુકન જોઇ પંથે પડયા તે કેટલેક દીવસે અઠર ગઢના મુલકમા આવી પહોંચી આનંદ નગર નજીક આવીને જોયું તો

શહેરની બાહારની એક અતી સુંદર વાડી જોઇ વિચાર કર્યો કે આ વાડીમાં જઇ વીશ્રાંતી લેઉ એવો નિશ્ચય કરી વાડીમાં જઇ જુવે છે તો એક અતી સુંદર મહાદેવનું દેહરૂં બાંધેલું હતું તેના પાસે એક અતી ઉતમ બાંધણીની મીઠા પાણીની વાવ્ય હતી તે જોઇ વિચાર કર્યો કે સવારને પહોર છે માટે આ વાવ્યમાં સ્નાન કરીને મહાદેવનાં દર્શન કરી જરા વીસામો લઇ પછી શહેર જોવા જાઉ એવો વીચાર કરી વસ્ત્ર પહેરી મહાદેવના દેવળમા સુતો ત્યાં તે નગરના રાજાની પુત્રી દેવળદે પોતાની દાસીઓ સાથે લઇ સર્વ પ્રકારનો પુજાપો તથા સુવાસીક પુશ્પો તથા બીલીપત્ર ધુપ વગેરે સોનાના થાળમાં ભરી શાસ્ત્ર વીધી પ્રમાણે એક રીતે પુજા કરી કપુરની આરતી પુષ્પાંજલી ભરી પુષ્પ બીલાં ચઢાવીને બે હાથ જોડી શીવજીની પ્રાર્થના કરી કહે છે કે હે ભોળા પ્રભુ આજે છ માસ થતાં તમારૂં એટલા માટે પુજન કરૂં છું કે માંડવગઢના રાજા જસાજામની અણમાનીતી રાણી દામાવંતીનો પુત્ર ગજરામારૂજી રૂપગુણથી ભરપુર શુરવીર વીચારવંત મહા પરાક્રમી છે તેની કીર્તી ચોતરફ ઘણા જનને મહોડે સાંભળતાં મારે તેની સાથે વરવાની સંપુર્ણ મરજી છે. તેથી આજ પ્રસન્ન થઇ વરદાન આપો જે એજ વરદાન આપો જે એજ વરદાન મળે એવી રીતે પ્રાર્થના કરી તે પછવાડે ગજરામારૂજી એ સાંભળી બહુ પ્રસન્ન થયા એટલે સુખડદેએ પાછું ફરીને જોયું તો મહા તેજસ્વી રાજકુંવર જોઇ અત્યંત મોહ પામી તેને પુછે છે.

દુહો—ક્યારે મુલકથી આવ્યા સાહબારે તમે કીયારે મુલકમાં આવ્યારે તમે૦ કઇ જનેતા પેટ જનમીઆ તમે કઇરે ગોરીના છો નાવરે તમે૦ સાચુ કહેજો રાજા સત્ય કહોરે કીયુંરે તમારૂં ગામરે

રે; કહો૦ કુંવર છો કોણ રાજા તણા રળી શું છે તમારૂં નામરે; વળી૦

અર્થ—રાજપુત્રી દેવળદે પુછે છે કે મહારાજ તમારૂં અને તમારા પીતાનું નામ તે કૃપા કરીને કહો તો બહુ સારૂં તે સાંભળી મારૂજી કહે છે કે સાંભળો.

દુહો—ઉતર ખંડથી આવીયારે, પશ્ચીમ દેશ જવાનો ભાવરે; પશ્ચીમ૦ આબા મંડળના અમે રાજવી રાણી મંછા ગોરીના નાવ; રાણી૦ હું તો કુંવર જસાજામનો. કાંઇ મંડવગઢ ગારાં ગામ કાંઇ૦ હું છું દામાવંતીના દીકરો, ગજરામારૂ નામરે, ગજરા૦

અર્થ મારૂજી કહે છે કે હે રાજપુત્રી હું ઉતર દીશાએથી આવ્યો છું અને પશ્ચીમમાં જવાની મરજી છે. હું માંડવગઢના રાજા જસાજામની અણુમાનીતી રાણી દામાવંતીનો પુત્ર છું અને ગજરા-મારૂજી મારૂં નામ છે. મંછા ગોરીનો નાવ એટલે જે મારા સદગુણ જોઇને મારા ઉપર મોહીત થઇ અને વરીને મારા કહ્યા પ્રમાણે ચાલે તેનો હું સ્વામી થાઉ છું એ સઘળું સત્ય માનજો એવી વાત સાંભળતા સુઘડદે અત્યંત ખુશી થઇ પોતાના મનમાં વીચાર કરી મહાદેવને કહે છે અહો પરમદયાળુ શીવ જે કોઇ સ્ત્રી પુરૂષે તમારા નામનું તપ ધ્યાન ને વ્રત કર્યું હશે તેને તમે મનવાંચ્છના પુરી કરી આપી સંતુષ્ટ કર્યા છે તેમ મેં પણ છ માસ પુરાં થતાં મારી ઇચ્છા પરીપુર્ણ કરી તેથી હું તમને તથા ગોરમાને પાર્વતી ગણપતી અરણ અને નંદકેશ્વરને વારંવારે નમસ્કાર કરૂં છું. એ રીતે પ્રણામ કરી મારૂજીને કહે છે કે અહો પરમ પ્રીય સ્વામી તમારા રૂપ ગુણનું વર્ણન સાંભળી હું મોહીત થઇ મળવાને આતુર હતી. તે આજે સદાશીવે પ્રસન્ન થઇ મીલાપ કરાવ્યો તેથી બહુ આનંદ થયો છે. માટે રાજ મહેલમાં મારો એકાંત વાસ છે. ત્યાં જરૂર પધારજો તે

સાંભળી મારૂજી કહે છે કે તમારો ભાવ છે તે આવીશું, એવો ઉતર ગળતાં પોતાને સ્થાનકે જઇ પોતાની દાસીને કહે છે કે દાસી તું આપણા પ્રધાનજીને ત્યાં જઇ તેની પુત્રી દેવળદેને કહે કે તારી પ્રીય સખી સુપરદે તને બોલાવે છે, તે સાંભળી તેણે સોળ શણગાર સજી સુંદર સાડી તથા તારા ટપકીની કાંચળી પહેરી પોતાની પ્રાણ સમાન સખી સુધડદેને મોહોલે આવી એટલે તેને સુધડદેએ સર્વે સમાચાર વીગત સહીત કહ્યા તે સાંભળી બેઇ સખીઓ બહુ પ્રસન્ન થઇને પોતાના (સુધડદેનો) મોહોલ શણગારવા માંડયો.

દુહો—રંગ મોહોલનો સુંદર ઓરડોરે, તે તો શણગાર્યો ઝાકઝમાળરે, તેતો૦ ચંદરવો બાંધ્યો કીનખાબનો ફરતી બાંધી સોનેરી ઝુલરે; ફરતી૦ કાચ બાંધ્યા નાના વીધ તણારે જેમાં સુંદર મુખ દેખાયરે, જેમાં કેટલાં એકમાં છબીઓ તરેહવારની પુરણ તેજ જેમાં પરખાયરે; પુરણ૦ ખુરશીઓ મુકી શીશમ તણીરે ઘણી સોભે છે ઝગઝમાટરે. ગાદી૦ તેની જોડે શોભે નકસી જડયું કાંઇ કાચ તણા કબાટરે; કાંઇ૦ બીલોરી કાચની શીશીયોરે, માંહી ભરીયેલ જળ ગુલાબરે માંહી૦ લવીંગ સોપારીને એલચી બીડાં ભર્યાં છે સુંદર છાબરે બીડાં૦ મેવાના કલમી મુકીયારે, જેવી રાજબાની રીતરે; જેવી૦ રસોઇ બનાવી છે બાવીશી, કાંઇ અદકી આપીને પ્રીતરે કાંઇ૦ દુધ સાકર ઉકાળીયારે, નાંખ્યા તેજનાં તૈયારરે. નાંખ્યા૦ નર પીતાં રાજી થાએ ઘણું પછી સજ્યા તે સોળ શણગારરે. પછી એ પ્રમાણે સુધડદેએ પોતાના રંગમહેલને નાના પ્રકારની રચનાથી ઇંદ્રપુરીની માફક શણગારીને મારૂજી સારૂ તરેહવારની સ્વાદીષ્ટ રસોઇ તૈયાર રાખીને પોતે પણ સોળે શણગાર સજીને તૈયાર થઇ.

દુહોઃ—જરદસી કોરનો સાળુડોરે કસબી રંગરે તેમાં૦

તેતો ઓઢયો છે અલબેલીએ, તેમાં શોભે છે ગોખરૂ મંગરે તેમાં૦ શેષનાગ ચોટલોરે ફેણુ જાણે મણીશીશ ફુલરે, ફેણુ૦ સેંથે હીંગલોક પુર્યો શોભીતો, રૂડી દામણી દીસે અમુલ્યરે; રૂડી૦ હંમેશનો હાર હીરે જડયારે તેના તેજ તણો નહી પારરે; તેના૦ અતી ઉત્તમ હાર મોતી તણા બહુ શોભિતા શણગારરે બહુ૦ ચતુરાએ ચોહોડયો છે ચાંડલોરે તેથી શોભી રહ્યું ભાલરે. તેથી૦ શુક ચાંચ સરીખી નાસીકા હસતા ખંજન પેઠે બેઉ ગાલરે હસતા ભ્રકુટી કમાન૦ રીખડીરે, મૃગાનેણીના ચપળ છે નેણુરે; મુગા૦ તેમાં શરદના ચંદ્ર મુખે બોલે મધુરાં વેણુરે; મુખે વળી હીરાજડી નીકમાં તેમાં મોતી છે મોટા મુલરે, તેમાં૦ તે તો શોભે અધરપ, લટકતી, જેનુ તેજ દીસે અમુલ્યરે, જેનુ હાસ્ય કરે મંદ અધરથીરે તે મડાધઢ બીજસા દંતરે, તેમાં તમામ સુવરણુ રેખા શોભતીરે, એવી ફુલાદે મહા રૂપવંતરે એવી ફુલ પાખડીઓના લુફખારે, તેમાં પીળા જડા નંગરે. :તેમાં તે તો પેર્યાં ફુલાદેએ કાનમાં, જેની કાન ગુલાબી રંગરે. જેની લાંબો ચતુરાનો ચોટલોરે, તેમાં તેલ ચંપેલનો વાસ. ઉંચુ અત્તર મેહેકે ગુલાબનું જોતા મનડાંની પહોંચે આશરે. જોતા મુખડું શરદના ચંદસુરે અતી અમૃત ભરીયા નેણુરે, અતી ગોરી ગાયન કરે મધુર સ્વરે જેના મીઠા મીઠા લાગે બહુ વેણુરે. જેમ દાસી લાવી 'આગળ ધરેરે બાઇ લ્યોને બીડા તંબોલરે બાઇ૦ એમાં લવીંગ સોપારીને એલચી: ખાઇને પાન કરો ટલોલરે ખાઇને જરીકશી ટીલી કંચુકીરે તેનો કશોરે પહેરી આગરે. જેથી કાંકણ સહીત ચુડલાને જડયો હેમથી ઝાક ઝમાળરે; જડયા દશ આંગળીઓ વેઢ વીંટીઓરે ગોરી ચાલે ધીમી ધીમી ચાલરે. ગોરી સીંહ સમાની કડીલંક છેરે. પાયે નેપુર ઝણુકાર પાએ સાંકળા કલ્લાં સુવર્ણનાં તેની શોભાનો નાહી પારરે, તેની૦ અનુપમ આંજી આંખડીરે લીધું ટબકુ કીધું ગાલરે; લીધું છુંદયું

ખુદણું એવો બન્યો છે ઉત્તમ તાલરે એવો, જાણે ઇંદ્રકેરી અપસરાને આવી અંત્રીક્ષથી અલબેલરે આવી કહે તેની શોભા શી કહું જેને પરણશે મારૂ છેલરે. જેને,

અર્થ—એવી રીતે સુઘડદેએ ભારે કીમતના સોળે શણગાર સજીને તરેહવાર રંગના અતી ઉતમ પોશાક પહેરી એવી શોભાયમાન બની કે જાણે ઇંદ્રના ઘરની અપશરા અંત્રીક્ષથી ઉતરી હોય એવી શોભાયમાન દેખાવા માંડી પછી પોતાની પ્રીય સખી દેવળદેને કહે છે કે બેન તું પણ તારે ઘેરથી સોળે સણગાર સજી મારી પાસે વહેલી આવ એટલે આપણને મારૂજીની વાટ જોઇને તઇયાર રહીએ એવું સાંભળી દેવળદે પોતાને ઘેર જઇને સોળે સણગાર સજી તરેહવાર ભારે કીંમતના પોશાક પહેરી તરત સુઘડદેના મહેલે આવી એટલે દાસીને આજ્ઞા કરી કે આગલી બારી આગળ બે જડીત્ર ખુરશી નાખ એવો હુકમ થતાં દાસીએ ખુરશી બારી આગળ મુકી એટલે સુઘડદેએ પોતાના કાચના કબાટમાંથી અતિ ઉતમે બરસાઇ ગુલાબના અતરની શીશી કહાડી તેમાંથી અતર લઇને પોતાના પોશાક ઉપર તથા દેવળદેના પોશાક ઉપર છાંટીને શીશી પાછી મુકી તે બેઉ સખીઓ બારી આગળ આવીને ખુરશી ઉપર બેશી ગજરામારૂની તારીફ કરી વાત કરે છે એટલે મારૂજી પણ પોતાનો બરજરીનો પોશાક પહેરી તે ઉપર ગુલાબ મોગરો ચંપેલી જાઇ જુઇ અને કેવડો વગેરે ભારે કિમતનાં અતરો પોશાક ઉપર જુદે જુદે ઠેકાણે છાંટી ઘોડાને તરેહવાર ચાલથી નચાવતા સુઘડદેના મહેલ નજીક આવ્યા એટલે બેઉ સખીઓ નીચે ઉતરીને તેમને મોટું માન આપી ઉપર તેડી લાવીને એક ભારે કીમ્મતી જડીત કોચ ઉપર બેસાડીને તેમને સોપારીનું મસાલાદાર બીડું આપી નાના પ્રકારના વીનોદની વાતો કરીને રસોઇયા પાસે અનકુટના જેવી તરેહવાર રસોઇ તઇયાર

કરાવી હતી, મારૂજીને સુવર્ણના પાટલા ઉપર બેસાડી તેમની રૂચી પ્રમાણે ત્રમ કરી જમાડીને ઠંડુ જળપાન કરાવીને પાનના બીડાં આપ્યા તે ખાઇને મારૂજી કહે છે આહો પ્રીયા તેં આજે મને ભાવ સહીત જે જે માન આપ્યું તે જોઇ હું ઘણો પ્રસન્ન છું તેમ તારૂ રૂપ અને ગુણ જોઇ મોહીત છું એવું કહેતા ઘણી જાતના અતરોની ખુશબો આવી તે જોઇ સુઘડદે પુછે છે નાથજી અમે એક બે જાતના અતર વાપર્યા છે પણ તમારી પાસે ઘણી જાતના અતરોની જુદી જુદી ખુશબો આવે છે તેથી મારૂ મગજ તર થઇ ગયું છે એમ કહી બે હાથ જોડીને વીનંતી કરી કહે છે કે હે પ્રાણનાથ મેં ઘણાં દીવસથી આપની સુકીર્તી સાંભળી છે તે દીવસથી મનથી તમને વરી ચુકી છું. પણ આજે તનથી વરો તો ઉપકાર થશે; એવો ઉત્તર મળતાં કોઇ ન જાણે તેમ વિવાહની સામગ્રી મંગાવી ગોરને બોલાવીને ગણેશ પાટ બેસાર્યા એટલે દેવળદે કહે છે કે હે પ્રીય સખી તારે ને મારે બાળપણાની પ્રીતી છે તેથી મારી પ્રકતીની તને સરવે ખબર છે માટે હે બેન મારૂજી ઉપર મારૂં પણ મન મોહીત થયું છે તેથી હું પણ એમને પરણીશ તો આપણે સદા સંતોષ પામી સંજોગે રહીશું વળી તમારી અને પ્રાણ-પતીની આજ્ઞા પાળીશ તે સાંભળી સુઘડદેને બહુ દયા આવી તેથી વાત કબુલ રાખીને બેઉ સખી પ્રેમ સહીત ગોરની સાક્ષીએ મારૂજીને વરી મંગળ ફેરા ફરી ગોરને દક્ષિણા આપી રાજી કરીને કહે છે કે ગોરદેવ આ વાત કોઇને કહેશો નહી હો, ગોર કહે સારૂ બાઇ એમ કહી ગોર પોતાને ઘેર ગયા એટલે નાના પ્રકારના પુષ્પ મંગાવી પલંગ ફરતી જાળી ગુંથાવીને તેમા મારૂજીને સુવાડીને બેઉ બે પગ ચાંપવા બેઠી તે જોઇ મારૂ પણ બહુ ખુશ થયા એમ હાસ્ય વિનોદથી રાત્રી પુરી કરી સવાર થતાં પહેલાં મારૂજીએ કીધુ

કે તમે બેઉ જણુ સજીને તઇયાર થાઓ, કેમકે હવે પછી હું એક પળવાર રોકનાર નથી ને સાંભળી બેઉ સખીયોએ પોતપોતાના ઘેરથી પોતાના વસ્ત્ર અલંકાર તમામ લઇને સુઘડદેના રથમાં બે જણી બેઠી એટલે મારૂજીએ પણ પોતાના સરવે હથીયાર બાંધી ઘોડા ઉપર બેસી રથની આગળ થયા તે શહેરના દરવાજા આગળ ગયા એટલે દરવાને સુઘડદેનો રથ ઓળખી હાકનારને પુછ્યું કે આ રથ રાજપુત્રી સુઘડ-દેનો છે તે સવારના પહોરના દાસ દાસીઓ વગરનો ક્યાં જાય છે ? એમ કહી રથને તથા મારૂજીને અટકાવી બીજા સીપાઇ સાથે રાજાને ખબર કહેવરાવી કે મહારાજ આપની પુત્રી સુઘડદે રથમાં બેસી એક છેલ પુરૂષ સાથે ગામ બહાર જાય છે એવું સાંભળી રાજાએ પોતાના પ્રધાનને તથા લશકરી અમલદારોને આજ્ઞા કરી કે રથ પાછો વાળી મહોલે મોકલી દઇને તે છેલ પુરૂષને પકડી મારી પાસે લાવો એવી આજ્ઞા થતા પ્રધાન કહયા પ્રમાણે કામ કરી લશ્કરના યોદ્ધાઓ પાસે ઘેરાવી લીધો તે જોઇ મારૂજીએ પોતાના મનમાં વીચાર કર્યો કે બાર વરસ થયાં હું બહાર નીકળ્યો છું ત્યારથી આજદીન સુધી જગદે-શ્વર મહાદેવે મારી લાજ રાખી છે તેમ આજે પણ આ મહા સંકટમાંથી છોડાતશે એમ વીચારી પોતે મહાદેવનું ધ્યાન ધરીને હીમ્મત રાખી એટલે મહાદેવે તેને શુરાતન આપ્યું એટલે પોતાની શીરોઇની તલવાર મ્યાનમાંથી કહાડીને અનીરૂદ્ધની પુઠે જેમ ગર્જના કરી ફરી વળ્યો તે કેટલાકને સમશેરના સપાટા લગાવ્યા, કેટલાકને ભાલા માર્યા કેટલાકને હાથમાં ઝાલી ચીભડા જેમ પછાડયા એવી રીતે આખી સેનામાં ભંગાણુ પાડયું એથી યોદ્ધાઓ સરવે નાસવા માંડયા તે જોઇ પ્રધાને રાજાને કહ્યું કે મહારાજ, કોઇ અનીરૂદ્ધના જેવો મહા બળવાન યોધ્ધો આવ્યો છે તે ખુબ લડાઇ કરી બધાને નસાડે છે તે સાંભળી રાજાએ પ્રધાનને કહયું કે લડાઇ બંધ કરવોને

એને મારી પાસે પકડી લાવો તે સાંભળી પ્રધાન તેને ઠંડો પાડી સમજાવીને રાજા પાસે લાવી સામો ઉભો કર્યો એટલે તેનું રૂપ જોઈ ખુબ મોહ પામીને પુછે છે કે આપનો કયો દેશ; પીતાનું નામ શું અને આપનું નામ શું, તથા યુવાન અવસ્થામાં શા કારણ માટે પરદેશ નીકળ્યા છો તે સરવે સત્ય કહો. તે સાંભળી મારૂજી કહે છે કે ડાંડવગઢના જશાજામ રાજાની અણુમાનીતી દામાવંતીનો પુત્ર છું ને સરવે લોક ગજરામારૂ કહીને બોલાવે છે. એવું સાંભળી રાજા પ્રધાનને કહે છે અહો પ્રધાનજી જેની સુકીર્તી ચોતરફ ખુબ ફેલાઈ તે પુરૂષનુ દર્શન થવું દુર્લભ છતાં તે પ્રત્યક્ષ આપણે ઘેર આવ્યા માટે હું સુધડદેનું કન્યાદાન આપી એની સાથે પરણાવી દઉં તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ તમારો વીચાર બહુ સારો છે પણ મારી લાડકડી પુત્રી દેવળદેને કન્યાદાન આપી પરણાવી દઉં બંને સખી બાળપણમાં મન મીલાવી છે તેથી એક સ્થને રહી સુખી થશે. એવો નિશ્ચય કરીને એક મોહોટો સુશોભીત માંડવો બાંધી શુભ મહુરત જોવડાવી રાજા પ્રધાન બેઉ જણાએ શાસ્ત્રવીધી પ્રમાણે કન્યાદાન આપવા માંડયા તે સમયે સર્વ સાહેલીઓ મળી મધુર સ્વરે ગીત ગાય છે.

દુહો—સહીયર મળી સહુ સાથમારે, તેતો હરખીને ગુણ ગાયરે તે૦ ચોરી બાંધી છે સુંદર ચોકમાં ત્યાંતો શુભ મંગળ વરતાયરે તે૦ ચાર મંગળ ફેરવે, તે તો હરખે છે સરવે જાનરે, તો હાથી ઘોડા રથને પાલખી, હીરા મોતીનાં આપ્યાં દાનરે; હીરા૦ પરણી ત્યાં બહુ પ્રીતથીરે, તેને આનંદ અંગ ન માયરે. તેને સુધડદે દેવળદે બે રાણીઓ તેતો જોઇને બહુ રાજી થાયરે; તેરો૦ સખીઓ આશીષ દીએરે, તમને પ્રસન્ન થયા મહાદેવરે તમને૦ તેથી મન ગમતા વર આપીઓ. સદા કરજો સ્વામીની સેવરે; સદા૦ માયા તે

અમપર રાખજોરે, મારી માયાળુ બેનરે, પાછાં મહીયેર વહેલા આવજો તમો સાંભળશો દીનરે; તમો૦

એ પ્રકારે રાજાએ તથા પ્રધાને પોત પોતાની પુત્રી શાસ્ત્રની વીધી પ્રમારે પરણાવી વસ્ત્ર હીરાજડીત્ર સુવર્ણના અલંકારો મોતીની રોકડી સોના મહોરો અશ્વગજ; પાલખી દાસદાસીઓ વગેરે ઘણી માલમતા આપી ખુબ સંતુષ્ટ કર્યા તે સમયે સાહેલીયોએ મળી ગીત ગાઇને આશીર્વાદ દીધો તે સમયે ઢોલ તાંસાં નોબર શરણાઇ ભેરભુંગળ વગેરે નાના પ્રકારનાં વાજીંત્ર વાગ્યાં તેથી નગરના લોક જોઇને ખુબ રાજી થયા. આખા શહેરમાંનોતરાંદેવરાવી આવી ઉતમ તરેહવાર રસોઇ કરાવી સર્વને સંતુષ્ટ કરી જે જેને ઘટે તેવા પોષાકોના ઇનામ આપ્યાં સર્વ યાચકોને રાજાએ તથા મારૂજીએ બહુ દાન આપ્યાં. એ રીતે લગ્નનું સર્વ કામ પત્યા પછી મારૂજીયે પોતાના બેઉ સસરા પાસે સ્વદેશ જવાની આગ્ના માગી એટલે સર્વ સાથે એકઠા થયા ત્યાં રાજા રાણીને પ્રધાન તથા તેની સ્ત્રી વગેરેએપોતાની પુત્રીને બહુ શીખામણ દીધી વળી નીકળતી વખતે બનેની માતાએ તરેહવાર વસ્ત્રઅલંકાર આપી પછીજે મારૂજીને આપેલા સેવકો હતા તેને હથીયાર બંધાવી સર્વ સાથે મળી વાજતે ગાજતે વીદાય કરી સઉ સઉને ઘેર ગયા ને બાદ મારૂજી કુચ મુકામ કરી કેટલેક દીવસે પુલાદેને નગર આવ્યા તેની રાજાને ખબર પડતાં બહુ માન આપી સામઇયુ કરી મહેલમાં લાવી સર્વને સંતુષ્ટ કરી ભોજન કરાવ્યુ એ રીતે બે દીવસ પરોણાગત સુઘડદેવીના પીતા કરતાં બધી વાતે બમણો વીવેક કરી બતાવ્યો પછી સર્વ સાથ તઇયારી કરી ગાજતે વાજતે વીદાય કરયા તે કુચ મુકામ કરતા ચાલ્યા જાય છે. તે દીવસે રાણી ચંપાદે પોતાના મનમાં વીચાર કરે છે કે મારો સ્વામી ગજરામારૂજી મને સત્ય વચન આપી બાર વરનો વાયદો કરી આ વનમાં મહાદેવને ખોળે મુકી ગયા

છે તેને આજે બરોબર બાર વરસ પુરા થયા છે તો ધણુ હજુ સુધી તે આવ્યા નથી તે હવે પછી મારા મનને ધીરજ રહેવાની નથી માટે આ વડના ઝાડ ઉપર ચડીને જોઉં ને તે દુરથી નજરે પડે તો બહુ સારૂં થાય એમ વીચારી તરત ઝાડ ઉપર ચડીને જોયું તો ઘણે દુરથી એક મોટું લશ્કર ચાલ્યું આવે છે તે જોઇને પોતાના જીવને હીમ્મત આવી કે લશ્કરમાં મારા સ્વામી હોય તો આજે અત્યંત આનંદ થસે એમ ધારે છે એટલે તે વનમાં પક્ષીઓ જુદે જુદે સ્વરે એક પછી બીજું બોલી સારા શુકન આપે છે એટલે તો ખરેજ મારૂજી પોતાના ઘોડા ઉપર બેસી નાના પ્રકારની ચાલથી ઘોડો નચાવતા નચાવતા નજીક આવી ગયા એટલે ચંપાદે ઓળખતા તરત હેઠી ઉતરીને મારૂજી પાસે આવીને પુછે છે, હે સત્ય વચની સ્વામી નાથ આપ ભરજરીનો વરરાજાના જેવો પોશાક પહેરી આવ્યા છો તે આનંદની વાત છે પણ મહારાજ આપ શરીરે તો કુશળ આનન્દમાં છો તે સાંભળી મારૂજી કહે છે અહો મારી પરમપ્રીયા પટરાણી! હું જગદેશ્વર મહાદેવજીના પ્રતાપથી ને તમારા આશીર્વાદથી તમારો મારો વાયોગ રહ્યો તે દીવસથી તે આજ દીન સુધી કુશળ આનન્દમાં છું તેમ તમોએ શુકન કહ્યા તે પ્રમાણે બીજી ત્રણ રાણીઓ પરણીને સાથે લાવ્યો છું તે ત્રણેના પીતાએ મને કન્યાદાનમાં હીરા જડીત સુવર્ણના અલંકારો તથા સુંદર વસ્ત્રો અને વસ્ત્રબંધ શુરા યોદ્ધાઓની સેના હસ્તી ઘોડા રથ પાલખીઓ ઉંટ વગેરે બધું વીવેક અને પ્રીતી સહીત આપ્યું છે તે સાંભળી ચંપાદે બહુ પ્રસન્ન થઇ. પછી મારૂજીએ સર્વ સેના સહીત ડેરા તંબુ તાણી તેજ ઠામે આરામ લેવા રહ્યા ત્યાં મારૂજીએ સેવકો પાસે પુષ્પ બીલી વગેરે મીગાવી પોતે નાહીને ધોએલા પવિત્ર વસ્ત્ર પહેરીને મહાદેવજીની પુજા કરી ચન્દન અક્ષત બીલી પુષ્પો અબીલ ગુલાલ વગેરે ચડાવી

ધુપ નઇવેદ આરતી વગેરે કરી મંત્ર પુષ્પાંજલી કરી ચારે રાણીયોને દર્શન કરવાની આગ્ના આવી એટલે તે ચારે જણીઓ એકઠી મળી દર્શન કરી તંબુમાં આવી તે પછી બીજા ભાવીક જનો દર્શન કરી પોત પોતાને સ્થાનકે આવી રસોઇ બનાવી જમ્યા રાજા રાણી પણ પોતાના તંબુમાં થાળો મંગાવી ભોજન કરી પાન સોપારીનાં બીડાં ખાઇ ચારે રાણીઓયે વીવેક સહીત ઘટારત પ્રમાણે વાતો કરી પરસ્પર પ્રીતી બાંધી તે જોઇ મારૂજી બહુ ખુશી થયા પછી તેજ ઠેકાણે રાત્રી નીરગમન કરી મોટે પરોઢીએ ઉઠી કુચ કરી લાંબી મજલ કરી ચંપાદ્રેને નગર ગયા તેની રાજાને ખબર પડતાં મોટી ધામધુમથી સામઇયું લઇ પોતાના મહેલમાં તેડી લાવ્યા ત્યાં ખુબ માન આપી ભોજન કરાવ્યું તે પછી સર્વેને જમાડયા એ રીતે પાંચ દીવસ પરૂણાગત રાખ્યાં તે દરમ્યાનમાં મારૂજીની સાસુ ને સસરાયે મારૂજીને બાર વરસની મુસાફરીના સર્વ વર્તમાન પુછ્યા તેની વીગત સહીત ઉત્તર આપ્યા તેથી તેમના મનનું સમાધાન થયું ને બાદ છઠ્ઠે દીવસ સર્વના કરતા મોંઘા મુલનાં વસ્ત્ર અલંકાર પોતાની પુત્રી તથા જમાઇને આપી સંતુષ્ટ કરી બીજી ત્રણ રાણીયોને પણ પોશાક અલંકાર આપ્યાં ને પછી દાસીઓને હજુરીયાઓ લશ્કર સર્વના કરતાં વિશેષ આપી પ્રસન્ન કરી રવાને કર્યા તે કુચ મુકામ કરી થોડે દીવસ માંડવગઢ નજીક આવ્યા તેની રાજસેવકોને ખબર પડતાં દુરથી જોઇ તરત રાજા જસાજામને જઇને કહ્યું કે મહારાજ આપણા શહેર નજીક કોઇ મોટો બળવાન રાજા બહુ લશ્કર લઇ આવે છે તેની મને ખબર પડતાં તમને કહેવા આવ્યો છું તે સાંભળી રાજાએ પોતાના ફુલચંદ વજીરને કહ્યું કે હે વજીર આપણા શહેર નજીક કોઇ મહા બળવાન રાજા બહુ લશકર લઇ આવ્યો છે તે કોણ છે તેના સામે લઢવામાં આપણે કેમ કરીશું?

બળવાન સાથે આપણું કશું જોર ચાલનાર નથી અરે પ્રધાન જો આ વખતે મારો શુરવીર પુત્ર ગજરામારૂ હોત તો સામું યુધ કરીને મારૂં રાજ રાખત અરેરે હું કેવો મુર્ખ જે મહા પરાક્રમી પુત્રને વીના અપરાધે વનવાસ કાઢ્યો છે તે દીવસથી તે આજ દીન સુધી કેટલીક વાતનુ જે જે નુકશાન થયું છે તે સર્વે તમારા ધ્યાન માં છે અરેરે તે દીવસથી મન ઘણું ઉદાસ રહે છે મારી ઉપર નક્કી મહાદેવજીનો કોપ થયો. માટે હું અપરાધી ક્ષમા માગી વિનંતી કરૂં છું કે હે જગદીશ્વર મહાદેવ મારો અમારા દુર્ગુણ સામું ન જોતાં તે મારી લડાઇને ભોળપણુ સામું ન જોઇ હવે મારા ગજરામારૂજીને મેળવશો તો તેની ઉપર હુ અપાર પ્રીતી રાખીશ એવી રીતે પ્રધાન પાશે વાતો કરે છે એટલે બીજા પંદર સેવકો ઘણી તાકીદથી દોડતા આવી રાજાને કહે છે કે મહારાજ તમે જરાએ ચીંતા કરસો નહી એ તો આપના પુત્ર ગજરામારૂજી પધારે છે એવુ સાભળી રાજાના મનમાં જેવો આનંદ થયો તેવો આનંદ કોઇ દીવસ થયો નહોતો માટે પ્રધાનને હુકમ કરી પોતાની સર્વ સેના તથા નગારાં નીશાન નોબતો શરણાઇ ભેર ભુગોળ વગેરે વાજીંત્ર સહીત સર્વ તઇયારી કરી ગાજતે વાજતે સામયુ લઇ મારૂજી પાસે આવ્યા તે સમયે તેણે પોતાના સમાચાર પુછી ગાજતે વાજતે મોટી ધામધુમથી દરબાર આગળ આવીયા ત્યાં રાજા રાણીઓને તથા પ્રધાન અને નગર શેઠને સાથે લઇ શેઠ શાહુકારને સોના રૂપાના ફુલથી વધાવી ગુલાબ ચંબેલી મોગરાના ફુલથી વધાવી પછી દરબારમાં લાવી કચેરી ભરી ત્યાં પુરવાસી જનોને રાજ રીતે જુહાર કરીને કુશળ વર્તમાન પુછયા પછી રાજાએ જોશીને પુછયું કે મહારાજ ગજરામારને રાજ્યભીષેક કરવાનુ મહુરત જુઓ તે સાંભળી જોશીએ ટીપણું જોઇ કહ્યું

મહારાજ આજે કુંભરાશીનો ચંદ્રમાં ત્રાંબાને પાયે ને વળી અમરત ચોઘડીયું ને સીદ્ધી યોગ છે તેથી સત સંવત્સર સુધી મન વાંચ્છીત ફળ ભોગવશે એવું સાંભળી પંડીતોને આગ્ના કરી કે શાસ્ત્રવીધી પ્રમાણે રાજ્યાભીશેક કર્યો તે વેળા નાના પ્રકારના વાજીંત્ર વગાડયા સર્વ કર્મ પુરૂં થયા પછી બ્રામણોએ આશીર્વાદ દીધો કે હે મહારાજ તમારો પુત્ર દેવપ્રીય મયેષય સંતુષ્ટ કરશે એ અમારો આશીર્વાદ રાજાએ તથાસ્તુ કહી બ્રામણોને તથા બીજા સર્વ યાચકોને પોત પોતાના યોગ પ્રમાણે દાન આપ્યાં અને ગુલાબજળ છાંટી જસોજામ કહે છે કે હે પરમ પ્રીય પ્રજાજનો આજ તમે આવી સર્વે મને અને મારૂજીને બહુ માન આપીયું તેમનો ઉપકાર માનું છું એમ કહી કચેરી બરખાસ કરી ને પછી મારૂજી પોતાની દામાવંતીને તથા અપરમાને પગે લાગીયા એટલે તેમણે આશીર્વાદ દીધો જસાજામે દામાવંતીને પટરાણી કરી ને બીજી સાને પ્રસન્ન થઇ કબુલ કર્યું એટલે તેમના લજામણા પુત્ર ગત થયા બાદ સાતેને સારા પુત્ર આવીયા તેથી સરવે સંપી ચાલી મારૂજીએ પણ રાજકાજ નીતીથી ચલાવ્યું તેથી સરવે પ્રજાને આનંદ થયો.

